# આમુખ

જે સમયે ગુજરાતમાં જનસમૂહો બહુધા કાળબળે શિક્ષણથી વંચિત હતા, જે સમયે કેળવણી અને લોકશિક્ષણના સાધનો અને તેના પ્રચારકોની અતિભારે તાણ હતી, જે સમયે રાજકીય પરિસ્થિતિ અંધાધુંધીભરી હતી અને સામાજિક અવસ્થિતિ પણ ડોલાયમાન હતી, તે વખતે તેમની રીતિનીતિ, સંસાર અને ધર્મની ભાવનાઓને જ્વલંત અને વિશુદ્ધ રાખવાને, તેમના જીવનને ઉજમાળાં અને ઉલ્લાસવંતાં, નહીં કે વિલાસવંતાં કે અનીતિવંતાં કરવાને, પુરાણમાં વેદરૂપ ગણાતા કથા–વખાણ–વ્યાખ્યાન–વાર્તા–કવિતા દ્વારા સદુપદેશ એ જ એક મુખ્યત્વે કરીને મહત્ત્વનું અને અગત્યનું શિક્ષણસાધન હતું એ મધ્યકાલીન જમાના–યુગમાં બ્રાહ્મણી વાર્તા સાહિત્ય જે નીતિ દીપકનું અનુપમ કામ વેદાનુસારી સાંપ્રદાયિક જનસમૂહોમાં કરતું તે જ શુભ કામ જૈની રાસાસાહિત્ય–વખાણ પણ અપાસરાઓમાં જૈનસમૂહોમાં કરતું. જૈન ગાથાઓ અને બ્રાહ્મણી વાર્તાઓના મંડાણ–બંધાણ ઊંડાણથી તપાસતાં વ્રતકથાઓ પ્રૌઢીઓ, નીતિ–નિરૂપણો, ધર્મભાવના, લોકપણાઓ, જીવન–મનોરથો, વ્યવહાર–હેતુઓ વગેરેનું આશ્ચર્યકારક મળતાપણું જણાયા વિના રહેતું નથી અને એ જ ખુબી રીતે એમ બતાવી આપે છે કે એ બે લોક સાહિત્યોને એકમેકનો સંસર્ગ, સંપર્ક ન હોવાનો બન્નેય નિરનિરાળા અના હમા વલ્યા હોવાનો જે સિદ્ધાંત કેટલાક ઉદ્ભ્રાન્ત ટીકાકારોએ આરોપ્યો છે તે કેવળ નપાયો, નમાલો છે અહીં એ જ એક સૂચિત છે કે મધ્યકાલીન જમાનામાં બ્રાહ્મણી અને જૈની વાર્તા–રાસા–આખ્યાન–કથા આદિ સાહિત્યના સંદેશાએ પરસ્પર ઉપકારક રહીને જનસમૂહોને નીતિદીપકની ગરજ પૂરી પાડી હતી, અને અદ્યાપિ અભણ કે અર્ધશિક્ષિત જનસમૂહોમાં તેની એ ગરજ એવી ને એવી ટકી રહી છે તેમનો, પડતીમાં દિલાસા દેનારી અને નિરાશાને ટાળનારી, ચડતીમાં ક્ષમાને ઉપદેશનારી તેમ વૈભવના અહંકારને વિદારનારી, જીવનના નાના પ્રકારના સુખ–દુઃખોનું સંવેદન કરાવનારી, નીતિપથે દોરનારી, અનીતિના પથથી પાછા વાળનારી, સંસાર

વ્યવહારના કટકમય અરણ્યમાં ઉચિત માર્ગદર્શક ભોમીયારૂપ થઈ પડનારી અને પ્રભુમાં વિશ્વાસ દૃઢાવનારી, એ વાર્તા-કથાઓનો મોહ, વા અનુરાગ જે કહો તે, ખરેખર અજબ હતો અને તેમનાં સંતાનોમાં પણ પરંપરાથી એ મોહ, એ અનુરાગ ઘણોખરો હજુયે જળવાઈ રહેલો જણાય છે.

અઢારમી સદીના લોકભોગ્ય સાહિત્યના મહાન અંગ, વાર્તાસાહિત્ય, રૂપી સુંદર સરોવરના વિશ્વકર્માની પદવીને યોગ્ય કવિ સામળભટ્ટે સિંહાસન બત્રીશીરૂપી રસસરોવરના મધુર અને પુષ્ટિકર જલથી જનસમાજના વાર્તા પ્રત્યેના સહજ અનુરાગને સર્વથા સર્વદા પોષ્યો, તોષ્યો અને ચિરંતન ટકાવ્યો છે, એ સત્યની પ્રતીતિ થતાં તેને સંશોધી, કેવળ લોકભોગ્ય સ્વરૂપમાં નહીં, પણ વિદ્યાનુરાગી વર્ગની વાચનરૂચિને પણ ઉત્તેજી તૃપ્ત કરે એવા રૂપમાં પ્રકટ કરવાની વૃત્તિ મને કેટલાક વર્ષોથી થઈ હતી પરંતુ સ્વસાક્ષરશ્રી ઈચ્છારામ સૂર્યરામ દેશાઇના નિકટ સમાગમમાં સને ૧૯૦૯ થી આવતાં અને તેમના બૃહત્કાવ્યદોહનો (૭ મો તથા ૮ મો ભાગ) અને નરસિંહ કાવ્યમાળાદિ પ્રાચીન કાવ્યોના સંશોધનકાર્યમાં અલ્પજલ્પ સહાનુભૂતિ આપતાં એ વૃત્તિએ અભિનિવેશનું રૂપ પકડ્યું અને સ્વ ઇચ્છારામભાઈએ જુનાં કાર્યકરો પ્રત્યેના સહજ ઔદાર્યથી મને પ્રેમાનંદકાવ્યમાળા તેમ જ સામળવાર્તારત્નમાળા સંશોધી તૈયાર કરવાનું કાર્ય સોંપ્યું અને તે માટે હરેક અનુકૂળતા આપી પ્રેમાનંદ કાવ્યમાળાના બે મણકા મેં તૈયાર કર્યા પણ ખરા, પરંતુ 'આદર્યાં અધૂરાં રહે અને હરિ કરે સો હોય' એ ઉક્તિ સત્ય કરવાની હશે તેથી તેમનો દેહવિલય ૧૯૧૨ ના ડીસેમ્બરમાં થયો અને મેં ઉક્ત સમગ્રને ચોક્કસ પ્રમાણમાં પ્રસિદ્ધિને યોગ્ય તૈયાર કર્યાં છતાં અને કંઈક 'કોમ્પોઝ' થયા છતાં, એ કાર્ય નહિ ઉપાડવાની વૃત્તિ, અરૂચિ 'ગુજરાતી પ્રીન્ટીંગ પ્રેસ'ના તે સમયના માલિકોએ વ્યક્ત કરી એટલે મારે અન્ય પ્રકાશકનો આશ્રય શોધવાની ખટપટમાં પણ ઉતરવું પડ્યું પ્રેમાનંદ કાવ્યમાળાનું એ કાર્ય તો હજી ટાંગે ચઢેલું છે પરંતુ સુભાગ્યે મારા સ્વ સ્નેહી મિત્ર રા. રણજિતરામ વાવાભાઈએ સાહિત્યપરિષદ ભંડોળ કમીટીના સુયોગ્ય, વિદ્વન્મણિ, મંત્રી, આચાર્ય બલવંતરાય કલ્યાણરાય ઠાકોરનો સુયોગ સને ૧૯૧૪ માં કરી આપ્યો અને સિંહાસનબત્રીશીને સંશોધન અને પાઠાંતર

સાથે પ્રકટ કરવાનું કાર્ય ઉપાડવાની તેમણે કમ્મર કસી અને તેને પરિણામે પન્દર વાર્તાઓનો સંગ્રહ બે ભાગમાં પ્રકટ કરવા હું ભાગ્યશાળી થઈ શક્યો છું.

પ્રસ્તુત સંગ્રહનું શા ધોરણે સંશોધન કરવું એ પત્રવ્યવહારથી તથા રૂબરૂ વાટાઘાટથી રા. બળવંતરાય ઠાકોર સાથે નક્કી કરી, નીચેના નિયમો ઠરાવાયા છેઃ—

૧ શ્રી ફાર્બસ ગુજરાતી સભાની સંવત ૧૮૩૬ થી ૧૮૪૬ વાળી એક જ ધારિએ અને મોતીના દાણા જેવા અક્ષરે લખાયલી સંપૂર્ણ અને સુન્દર પ્રતિ પ્રમાણે અક્ષરેઅક્ષર છાપવું.

૨ રા. બા. કેશવલાલ હ. ધ્રુવની ગુમાન બારોટના સંવત ૧૭૯૬ ના ચોપડાની ૧૭ વાર્તાઓની પ્રતિમાં જ્યાં જ્યાં ફરક હોય ત્યાં ત્યાં ઉપલી અને આ બન્ને પ્રતિઓના પાઠ નોંધવા, અને તેમાંનો એક વધારે શુદ્ધ કે વધારે સારો પાઠ મૂળમાં અને બીજો ટિપ્પણમાં મૂકવો.

૩ બીજી કોઈ સારી અને પ્રાચીન પ્રતિ જણાય તો તેના પાઠભેદો નોંધવા, ગુમાન બારોટના ચોપડાની ૧૭ વાર્તાઓના પાઠ જેટલું મહત્વ એ પ્રતિઓના પાઠને ન આપવું. પણ નોંધવાયોગ્ય પાઠ હોય તે નોંધવા; પરંતુ એ ચોપડામાં ન હોય તે વાર્તાઓમાં બીજી પ્રતિઓના પાઠને તેના જેટલું મહત્વ આપવું

૪ પાઠભેદના મોટા લાંબા વધારાઓ દરેક વાર્તાને છેવટે પરિશિષ્ટ રૂપે આપવા.

૫ સામળની વાર્તાઓ અનેક રૂપે છપાઈ ગયલી છે, તેમાં ઘણાં રૂપો અત્યન્ત અશુદ્ધ છે, તેથી પ્રાચીન પ્રતિઓમાં જે શુદ્ધ રૂપો હોય તે જ જાળવવાં, જૂની પ્રતિઓને જેમ બને તેમ વળગી રહેવું

૬ પાઠમાં રતિમાત્ર ફેર ન કરવો, લહીઆની શરતચૂકથી કે કોઈ કારણે કોઈ સ્થળે પાઠ અશુદ્ધ જ છે એવી ચોક્કસ ખાતરી થાય, તોપણ મૂળ પાઠ જ આપવો અને ટિપ્પણમાં તેના ખરાખોટાપણા વિષે મત કારણ સાથે દર્શાવવો

૭ નજીવા પાઠાંતરો પણ નોંધવા, છાપેલી પ્રતિઓમાંના અગત્યનાં પાઠાંતરો મહત્વનાં હોય તેટલાં નોંધવાં

આ નિયમો પ્રમાણે નીચેની ચાર પ્રતિઓ ઉપરથી પ્રસ્તુત સંગ્રહ સંશોધીને તૈયાર કરેલો છે.

૧. કે. પ્રતિ રા. સા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવની. રખીદાસના વહીવંચા ગુમાન બારોટે પોતાના પઠન અને કવન અર્થે સામળના જીવનકાળમાં સંવત ૧૭૯૬ માં આ પ્રતિ ઉતારાવેલી લેખાઈ છે.

એથી સમજાય છે તેમ સામળે સિંહાસનબત્રીશી સંવત ૧૭૭૭ માં શરૂ કરેલી અને સંવત ૧૭૯૬ સુધીમાં ૧૭ ના ક્રમે પહોંચી હશે. પણ હાલ સાંપડતો વાર્તાક્રમ ગુમાન બારોટવાળા ચોપડાના વાર્તાક્રમથી જૂદો પડે છે, તેમ બીજી બે પ્રાચીન પ્રતિઓમાંના છૂટાછૂટા ઉલ્લેખોથી જણાય છે કે હાલ સાંપડતો વાર્તાક્રમ સામળે ગોઠવેલો મૂળ વાર્તાક્રમ નહીં હોય, પણ તેણે કે પછી બીજા કોઈએ હાલનો ક્રમ ગોઠવ્યો હશે. ઠેઠ સંવત ૧૮૦૨ થી જે ક્રમ મળે છે તે જ હાલ ચાલતો ક્રમ છે. એટલે તે અગાઉથી ક્રમ નક્કી ખચિત થયો હશે. સામળ સંવત ૧૮૨૧ માં હયાત હતો, એટલે કદાચ તેણે પોતાના ઉત્તરકાળમાં અનુભવને અંગે નવો પણ હાલ સાંપડતો ક્રમ ગોઠવ્યો હોય તો નવાઈ નહીં.

૨. ફા. ફાર્બસ ગુજરાતી સભાની પ્રતિ. આ પ્રતિ લખવાનો આરંભ કપડવણજના જૈન ગોરજી જીવણજીએ સવત ૧૮૩૬ ના કાર્તિક સુદ ૬ થી લખવાની શરુ કરી તે ૧૯૪૬ ના (આષાઢી સવત, વિક્રમ સંવત ૧૯૪૫) આષાઢ સુદ ૨ ને દિને પૂરી કરી, એટલે ૯ વર્ષ અને નવ મહીનામાં પૂરી કરી. આ પ્રતિને મુખ્ય ગણેલી છે. માત્ર સિંહાસનપ્રાપ્તિની કથા આ સંગ્રહમાં પ્રથમ ન હોવાથી, જો કે તે આગળ વાર્તામાં આવી જાય છે, સંવત ૧૭૯૬ વાળી કે. પ્રતિમાંથી [ ] આવા કૌંસમાં સંગ્રહીત કરી છે.

૩. રા. હીરાલાલ ત્રિ. પારેખની સવત ૧૮૩૩ થી સંવત ૧૮૩૮ સુધીમાં લખાયલી પાનીયાં પ્રતિ. આ પ્રતિ જૂની છે, પણ તેમાં ઘણા પાઠભેદો છે; તેમ કેટલાક કડીઓ ને કડીઓના વધારા છે. મોટે ભાગે પરિશિષ્ટમાં તે સગ્રહીત છે; તેમ મૂળ પ્રતિના પાઠની પેઠે તે પણ મુખ્ય પાઠમાં ગણના કરી છે. હાલની છાપેલી પ્રતિઓ આને મળતી આવે છે.

૪. રા. હીરાલાલ ત્રિ પારેખનો સવત ૧૮૦૨ નો ચોપડો આ ચોપડામાનો વાર્તાક્રમ હાલ પ્રસિદ્ધ પુસ્તકોમા સાપડતો જ વાર્તાક્રમ છે એટલે સવત ૧૮૦૨ પહેલા સામળના જીવનકાળમાં એ ખચિત થયો હશે

છાપેલી પ્રતિઓ, તેમ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની પ્રતિ લગભગ ઘણા મોટા ભાગે ઉપલી પ્રતિઓ સાથે મળતી આવે છે, એટલે તેનાં પાઠાતરાદિ શોધી નોંધવાનું કામ પડતું મૂક્યુ છે. આમ કરવાનુ એક બીજુ કારણ એ છે કે તેના પ્રકાશકોએ અણુસમજથી તેમ દોઢડહાપણથી ઘણીક અશુદ્ધિ અને 'જામાતૃશોધો'ને સંગીન અવકાશ આપેલો છે, એટલે મેં તેની સારાસારતા કે ગ્રાહ્યાગ્રાહ્યતામાં ઉતરવુ અયોગ્ય માન્યુ છે.

આ ચારે પ્રતિઓ અવલોકીને, પાઠાન્તર આદિ તારવીને, અને ફા. પ્રતિને મુખ્ય ગણી તેને જ અનુસરવાનું ધોરણ સ્વીકારેલુ છે માત્ર દેખીતી અશુદ્ધિ સુધારી છાપી છે તેમ આ પ્રતિમા જ બહુ જ મોટે ભાગે સાપડતા શુદ્ધ જૂનાં રૂપો અને જોડણીનો સ્વીકાર કરેલો છે, અને તે જ ધોરણે 'શ'કારને સ્થાને આપેલો 'સ'કાર, દીર્ઘ 'ઊ'ને સ્થાને આવેલુ હ્રસ્વ 'ઉ', 'લ'ને સ્થાને 'ળ' આદિ સુધારી લીધેલા છે.

પ્રસ્તુત સગ્રહ માટે પહેલી પદર વાર્તાઓ શા કારણે પસદ કરી તે બીજા ભાગની પ્રસ્તાવનામા સ્પષ્ટતાથી સામળના પોતાના ઉલ્લેખ આપી જણાવેલુ છે

અહીં એક મુદ્દો નોંધવા જેવો છે, તે એ કે કવીશ્વર દલપતરામ, ર બ હરગોવિંદદાસ કાંટાવાળા આદિ એવો મત પ્રતિપાદન કરે છે કે "ચારસેં વર્ષ ઉપર બોલાતી અને હાલ બોલાતી ભાષામા કશો ફેર પડ્યો નથી" આ મત અસ્વાભાવિક તેમ જ અવાસ્તવિક અને નિરાધાર છે, એમ ગુ ક દો. ભાગ ૮ માના કવિ નાકરના આખ્યાનોની ભાષાના પ્રસગમા મુદ્દા અને પ્રમાણ સાથે જણાવેલુ છે તેમ વળી કવિ ભીમકૃત હરિલીલા જે સ ૧૫૪૧ મા રચાઈ છે અને પ્રબોધચદ્રોદય જે સ ૧૫૪૭ મા રચાયો છે તે બન્નેની સૈકાવાર ઉતરાયલી વિરોક વિવિધ પ્રતિઓ જેનામા આવતાં એ મત સુનિશ્ચિત અને નિ:શક સિદ્ધ થાય છે કે નરસિંહ, ભાલણ, ભીમના સમયની ભાષા જૂના સસ્કારવાળી હતી અને કાળે કરીને તેમા

ફેર થતો ગયો છે કવિ સામળના સમયમાં ભાષા જો કે અર્વાચીન રૂપ લેવા લાગી હતી અને બહુધા અર્વાચીન રૂપમાં ઉતરી હતી, છતાં જૂનાં રૂપો, જોડણી વગેરે તદ્દન અલોપ થયાં ન હતાં. પણ ક્વચિતક્વચિત અંશે જળવાઈ રહેલાં હતાં. સિંહાસનબત્રીશીની ઉપર જણાવેલી ચાર પ્રતિઓ જોતાં એમાં જૂનાં રૂપો સામળના જીવનકવનકાળમાં ક્યાંક ક્યાંક જળવાયલાં હતાં, એમ સિદ્ધ થાય છે. એટલે પ્રસ્તુત સંગ્રહમાં તે રૂપો જાળવીને ઉતારેલાં છે, મનસ્વી રીતે નવાં રૂપોને જૂનાં કરી મૂકવાની ધૃષ્ટતા દાખવી નથી, પણ એ રૂપો પ્રાચીન, એક નહીં પણ અનેક પ્રતિઓમાં સાંપડ્યાં છે, તેથી જ આ સંગ્રહમાં પ્રામાણિકપણે અવતાર્યાં છે.

આ તેમજ બીજા કેટલાંક કારણે પ્રસ્તુત સંગ્રહના અંત ભાગમાં નોંધ–ટિપ્પણ આપવાની ધારણા હતી, તેમ કેટલાક અપરિચિત ફૂટ કે સાંકેતિક શબ્દો તથા પદોના અર્થો આપવાની અગત્ય વિચારેલી હતી સંસ્કૃત વાક્યરચનાને અનુસરતા જે વાક્ય–ખંડો આમાં સાંપડે છે તે પણ નોંધવાની જરૂર જણાયલી હતી, છતાં પ્રસ્તુત સંગ્રહનું કદ ધાર્યા કરતાં ઘણુંક વધી જવાથી અને ખર્ચ પણ અસાધારણ થવાથી તેમ સામાન્ય વાચકવર્ગને ટિપ્પણની માથાકૂટ પસંદ નહીં હોવાનું અનુભવથી જણાયાથી, એ કાર્ય હાલ તો પડતું મૂકેલું છે. સાથેસાથે એટલું પણ કહેવું જોઈએ કે અનેક વ્યવસાયો અને સાંસારિક આપત્તિઓના કારણે સંશોધકે એટલી કોટાઈ કરી છે, માટે તે પોતાને કેટલેક અંશે દોષપાત્ર તેમ કંઈક અંગે કર્મચોર પણ લેખે છે અને સહૃદય વાચકોની તે માટે ક્ષમા યાચે છે.

આ સંગ્રહ છપાઈને તૈયાર તો ક્યારનોએ વર્ષ ત્રણથી થયો હતો, પણ છાપખાનાની અગત અને અનિવાર્ય અડચણથી તે અત્યાર સુધી પ્રકટ થઈ શક્યો ન હતો.

આ સંગ્રહભેગું કવિ સામળનું જીવન, કવનપ્રવૃત્તિ, વાર્તા રચવાનો ઉદ્દેશ, લોકપ્રિયતા, કવિત્વશક્તિ, લોકોપકાર, તે સમયની દંતકથાઓ અને વાર્તાઓમાં જળવાયલું મૂળ સાહિત્ય, આદિ મહત્વના અંશો નિરુપવાનો પણ આશય મેં રાખેલો હતો, પણ દૈવવશાત્ મારે એ કાર્ય ભવિષ્ય ઉપર મુલતવી રાખવું પડ્યું છે સામળની વાર્તાઓમાંથી તેના જીવન અને ગ્રંથ-

પ્રવૃત્તિ સબંધી તેમ જ તેના પ્રતિસ્પર્ધિઓ અને નિંદકોના આક્ષેપોના સામો કરેલા પરિહારો સબંધી, સામળના ગૃહજીવન અને સસારવ્યવહાર સબંધી અનેક ઉલ્લેખોના તારણોની નોંધો તારવેલી પડી છે, પણ કમભાગ્યે આજ તેનો ઉપયોગ હું કરી શકતો નથી, મારી એટલી કાર્યમદતા છે, એમ સારી રીતે સમજુ છુ એની પણ ખાત્રી સહૃદયી વાચકોને અહીં આપતા શરમાઉ છુ

સામળનો કવિજીવનકાળ સવત ૧૭૭૪ થી સવત ૧૮૨૧ સુધી ૪૭ વર્ષમા સતત અને મતત એકધારો વીત્યાનુ સપ્રમાણુ જણાયુ છે તેણે કેવળ લોકોપકારની દૃષ્ટિથી બત્રીશ પુતળીની વાર્તા, પરમાર્થપુરાણુ પ્રાકૃત પ્રબધ, વિક્રમચરિતની યોજના કરેલી છે એમા તેના સમયની તેમ પૂર્વકાલની દતકથાઓ, વિક્રમ સબધી વાર્તાઓ, ભોજપ્રબધ આદિ પ્રબધો, જૈન અને બ્રાહ્મણી કથાઓ તેને સારા પ્રમાણમા કામ લાગેલી છે એમ સમજાય છે, અને તે બન્નેનુ સ્પષ્ટ મળતાપણુ એની જ્વલત સાક્ષી પૂરે છે

સામળનો ઉદ્દેશ 'જનમનરજન'નો નીતિઉપદેશનો દુર્ગુણપરિત્યાગનો છે તેની નીતિદર્શનની દૃષ્ટિએ આલેખાયલી સુડાબોતેરી તેણે શુભ હેતુથી જ પ્રેરાઈને રચેલી છે એમ ગુણપરીક્ષક, કસરૂપ વાચકોને જણાયા વિના રહે તેમ નથી તેની વાર્તાઓમા અનીતિ જોનારા નીતિગ્રાહકોએ તેના જમાનાની લોકસ્થિતિ જાણવાની પહેલી જરૂર છે તેની વાર્તાઓના ગ્રાહક જનસમાજે નીતિબોધ સસાર વ્યવહારનુ ઉપકારક માર્ગદર્શન તેમા રીતસ્તા જોયલાં અનુભવેલા છે અને તેમને એ વાર્તાઓ અનીતિની ખાણુ જણાઇ નથી આ મુદ્દો ટીકાકાર, વિવેચક ખાસ વિચારવા–નોંધવા જેવો છે સામળ પોતે જ પોતાનો ઉદ્દેશ સ્પષ્ટ કહે છે કે —

વિક્રમપ્રાક્રમ વિખાણિયા એહ હેવાણા આપ

મૂળ મહિમા તેનો કહુ પોહોંડા પુન્ય પરતાપ
ગાવે શીખે સાભળે કરે પરમારથ પૂન્ય
ઈશ્વર આશા પૂરશે નિમેષ ન રાખે ન્યૂન
સાચાને સાચુ વસે જૂઠાને કુળ જૂઠ
ગરવાને ગુણનિધિ વસે અહકારીને મન ઉઠ

સતવાદીને મન સોહામણુ, મોહોટાને મન મિત્ર,
પાપી મન પાખડ, એ પુણ્યવતને પવિત્ર
(વાર્તા ૪ થી પા પ્રતિ પાનુ ૨૨૫)

વળી

ચરિત્ર એહવૂ સાભલી દાતા આપે લાહાણ,
કીરપી તો માને નહી, સૂમ તો છડે પ્રાણ ૩૪૬
જૂઠા મન જૂઠ વરે, સાચાને મન સાર,
સત્યવાદીને મન સુહામણૂ હુસીને મન હાર ૩૪૭
પરગજૂને મન વસ્યૂ શૂરાને મન શૂર
હરિજનને હેત ઉપજે, નિરગુણને દે નૂર ૩૪૮
વિક્રમમહિમા સાભલે, નિરધન પામે ધન,
મૂર્ખ તે વિદ્યા પામસ્યે, વાઝ્ય તે પામે તન ૩૪
દુ ખ દારિદ્રય વ્યાપે નહી નહી વ્યાધિને રોગ,
સપ સહોદરમા ઘણો, નહી પુત્ર મિત્ર વિયોગ ૩૫૦
એહવૂ સાભળે હેતે કરી કરે પુણ્ય મહા નામ,
ફલે દર્શન નર્મદા તણુ, નાહે ગગાસ્નાન ૩૫૧
(વાર્તા ૮ મી હસની, પા ૪૮૮-૯)

આના ઉ`લ્લેખો સિંહાસનબત્રીશીમા પુષ્કળ છે, પણ તે સહુના તારણ અહીં અનાવશ્યક છે, છતાં એક વધુ સ્પષ્ટ ઉલ્લેખ નીચે આપવાની અગત્ય જણાય છે –

સહીયાસન બત્રીશ તે **પરમારથ પુરાણ**
**રામચરિત્ર જેવું રમણ**, જાણે જાણ સુજાણ ૧૨
પુન વધે, પ્રાક્રમ વધે, વધે ચાતુરી ચિત,
અ ન વધે ઉપમા વધે રાજસ ભાવ ગુણ રીત ૧૩
હેત વધે હરિ ઉપરે, વધે હિમ્મત ગુપ્ હામ
સત વધે શ્રીશૂર સુત કરે ઘણા પર ામ ૧૪
વિદ્યા, વિનય વિવેક વર ભગવત ઉપર ભાવ
ધીર વધે દ્રઢતા વધે, ન્યાવટ મેરા નાવ ૧૫
(વાર્તા ૨ જી, પરિશિષ્ટ, પા. ૧૦૬)

સામળભટ્ટને પોતાના ગ્રંથોનાં માહાત્મ્ય વર્ણવતાં, કદાચ તેના જમાનાના ટીકાકારોનાં વિષાલુ અને ઇર્ષ્યાલુ વચનોથી, પોતાના કથનનો અનર્થ ઉકલવાનો સંશય અને ભય લાગ્યો હશે એવો અંદેશો થાય છે અને તેથી તેણે ઉપર ટાંકયા તેવા ઉલ્લેખો–ઇશારાઓ યત્રતત્ર પૂરા ઠોક સાથે આલેખ્યા છે. સુડાબહેતેરી ગ્રંથમાં તો તેને નીતિલીરુ ટીકાખોરોનાં ઉંબાડીયાં જેવાં વાગ્બાણ સાલ્યાં જ છે અને તેથી પોતાની ગ્રંથપ્રવૃત્તિનો હેતુ ઠામઠામ વિશદ કર્યો છે અને વાર્તાઓમાંથી સદુપદેશ અને સન્નીતિરૂપ નવનીત જ તારવવાની અને અનીતિથી સો ગાઉ ભાગવાની ટિપણી ડિંડિમનાદથી વિના કંટાળ્યે, 'હરિદાસ કથાકારના 'મર્મ'ની પેઠે, પદોના ધ્રુવટેકની પેઠે ટીપ્યો જ ગયો છે. ગતાનુગતિક ન્યાયે પોતાનું કવિપણું કે સાક્ષરપણુ જાળવી રાખવાના દમામમાં આદ્યંત વગર વાંચ્યે સામળની વાર્તાઓને અનીતિપ્રેરક કહી નિંદનારા કેટલાક સાંપ્રત વિદ્વાનોને અનુસરીને સામળની અવહેલના કરવામાં મજા માણનારાઓને કંઈ પણ કહેવું એ જલવલોણા, કે કુશકાખાંડણ જેવું છે. પણ સારગ્રાહી, વિવેકી, અભ્યાસી, સુજ્ઞ જનોને એટલું નમ્રવિનયપૂર્વક, સાનુભવ, નિવેદન કરવાનુ કે સામળની વાર્તાઓ કહેવામાં આવે છે તેવાં નિંદ્ય, અવગણવાયોગ્ય તત્ત્વો, લક્ષણો, નિદર્શનો, કે કથનોથી પરિસંપન્ન નથી, એટલું જ નહી પણ કેટલીક સાંપ્રત નવલિકાઓ અને નવલકથાઓના ઘટકો કે 'સાહિત્યકો'ના વાસ્તવિકતા(realism)ને નામે અનીતિને પોષવાના હેતુ કરતાં પણ સામળનો હેતુ, મનોરથ, આશય વિશેષ ઉચ્ચ હતો. તેણે પોતાના જમાનાના ગાડરીયા જનસમૂહોને સન્નીતિ, સદુપદેશ, સદાચાર આદિ મહત્વભર્યાં તત્ત્વો અને ગુણોનું ભાન કરાવ્યું છે અને તે એણે ઠામઠામ જણાવવામાં કમેચોરી કરી નથી. તે પોતાના જમાનાના લોકહૃદયનો પૂરો પારખુ હતો, આસપાસ ચાલી રહેલા અનીતિભર્યા, અન્યાયી, પાપકર્મી વ્યવહારોથી અશેઅંશ માહિતગાર હતો અને એ કાંટાળા, દુઃખાળા, અડાબીડ ઘોર અરણ્યમાં ભૂલા પડેલા, વિપથે ચઢેલા ભ્રાન્ત જનસમૂહોને સન્નીતિપ્રેરક તત્ત્વોવાળી વાર્તાઓ રૂપી 'ભોમીયા'નો સાથ સુકર કરી આપવાને અને ત્યાંથી સજ્જનને યોગ્ય રાજમાર્ગે, પરમાર્થપથે અને પુણ્ય ગતિએ વાળવાને જ તે પ્રેરાયો હતો એ નિઃશક છે. અત્રે આ હકીગત પ્રમાણોથી સિદ્ધ

કરવાનો અવકાશ નથી, તેમ જેને સત્ય જાણવું સમજવું હશે તે તો આટલા સૂચન ઉપરથી તેના ગ્રંથોમાંથી હંસની પેઠે વિવેકથી 'ગોરસ' શોધી જ લેશે, અને નિંદક ટીકાખોરોને તો તે અહીં આપ્યું અને ન આપ્યું, એ સરખું જ છે.

સામળે પોતાના છેલ્લા ગ્રંથમાં સૂડાબોતેરીના ઉપસંહારમાં પોતાની ગ્રંથપ્રવૃત્તિનો જે સુંદર નિષ્કર્ષ કાઢ્યો છે તે ખરે જ આ સંબંધમાં અવલોકવા અને વિચારવા યોગ્ય છે; એવા ઉલ્લેખોની ખોટ તેની વાર્તાઓમાં નથી, એ ઉપર જણાવેલું છે.

ગંગા માહાત્મ્ય, રેવાખંડની રામા અણરીંધ રૂપ,
સિંહાસનબત્રીશમાં વર્ણવ્યો વિક્રમ ભૂપ
બ્રહ્મદશા બ્રહ્મોત્તર ખંડની, શિવરહસ્ય શિવતત્ત્વ,
એવા ગ્રંથ જે વર્ણવ્યા શારદા કેરૂં સત્વ.
શિવરાત્રી કેરી કથા, જોડ સુદામચરિત્ર,
એ આખ્યાન હરિચંદ્રનું પરમારથ પવિત્ર.
કલજુગે શિક્ષા કારણે અવિદ્યા તજવા એણ,
શુકબોતેરી સહેજે કરી, વિદ્યાવિલાસી વેણ.
જેને જેવું સુઝશે, તેનું હશે તે કામ,
વદો, નંદો, તજો ભજો, કવિતાને શું કામ?

કવિને લોકો વંદે, નંદે, તજે કે ભજે, તેની પરવા નથી, પણ પોતાનો સદુપદેશનો ઉન્નત હેતુ પોતાના કવનથી સચવાય, સિદ્ધ થાય તે સાથે જ કામ છે; તેને પોતાનો સદાચાર જ ટકાવી રાખવાનો છે, એવો સામળનો આશય છે.

વળી તે કહે છે,

સંભળાવી શુક બોહોતેરી ચારૂ સ્ત્રીચરિત્ર,
પુન્યવંત પરનારી પરહરે, પરબ્રહ્મ નામ પવિત્ર.
સાર એમાંથી શોધવું, માખણ મેળવવું મૂળ,
રામનામ રૂદે ધારવું, સંકટ ટળશે શૂળ.
અદકું રૂડું આપવૂં હેતે જમણે હાથ,
આલોકે પરલોકમાં સુખનો સાથી સાથ.

પ્રથવી રૂપ તે પ્રેમદા, ખોટૂ કેમ ખમાય,
ધરતીમાં સહુ નીપનાં, ધરતીમાય સમાય ૧૬૦

મત તે સ્ત્રીનુ અંગ છે, મત તે સ્ત્રીમહિમાય,
ગત તે તો ગુણ ત્રણ છે, પત તે સુખમીમાય ૧૬૭

બાવન માત્રિકા મુખ્ય છે, અષ્ટ સિદ્ધ તે અધ,
નવનિધિયો તે નારીઓ, શક્તિ જોરાવર સધ ૧૬૮

શક્ત જક્ત તો શિવ સ્વયે, શક્ત વિના સહૂ શુન્ય,
શક્ત જતા તો સહુ ગયૂ, પરવાર્યૂં પોતે પુન્ય ૧૬૨

પ્રથમ સીતા પછે રામ છે, રાધા પુઠલ રણછોડ,
અરરસપરસ એ એક છે, જુગલ સ્વરૂપી જોડ ૧૬૩

શક્ત સ્વરૂપ તે શેલડી (તેના) સાકર, ખાંડ, ને ગોળ,
અરરસપરસ એ એમ છે જેમ તલ, તેલ ને ખોળ ૧૬૫

દૂધ રૂપ તો દેહ છે ગુણ પુરૂષ તે ઘૃત,
ગમત મૂકી જુઓ મન વિષે, તત્વ જ જડશે તરત ૧૬૬

પુષ્પ રૂપ છે પ્રેમદા, સુગંધ નામ છે સાર
જોયા પાખી જડે નહી, વેદ કરે વિચાર ૧૬૭

કર જોડી કવિતા કરે, ચતુર્ભુજ પૂજૂ ચરણ,
કવિતા વશ કીરતારને, વાયુને વશ તરણ ૧૭૬

ગુરૂકૃપાથી ગુણ શારદા પ્રતાપી પૂર પથ,
સ્ત્રીચરિત્ર શક્તિએ કહ્યુ, ગરૂયો રૂડો ગ્રંથ ૧૭૮

શુભ ભાવણુ જે શોધશે, પરહરશે તે પાપ,
તજશે સગ પરનારનો, ઈશ્વર ભજશે આપ ૧૭૯

પૃથ્વીનો ગુણ પુરણ એ, શોધે સતવાદી સાથ
**પાપીને પથ્થર જડે, હરિજનને હીરો હાથ** ૧૮૦

સ્ત્રીચરિત્ર ગ્રંથ સત ધાતનો ધારે ધગમવત ધીર,
**સતવાદીને સોન જડે, કર્મહીણ ને કથીર.** ૧૮૧

ધર્મ, અર્થ કામ, મોક્ષ છે, વિખાણુ વિદ્યામા વર્ગ
નીચ બુદ્ધિ નરકે જશે, સાચાને તો સ્વર્ગ ૧૮૨

પંડિત પરગે પારખુ, સતવાદીને સાર, •
જૂઠા જમ લોકે જશે, મુરખ ખારો માર, ૧૮૩

નિરમલ ગ્રંથ એ નામનો ઈશ્વર તણી ઇચ્છાય,
શુભ બુધ દીધી શારદા, નેહે ગગા ન્હાય ૧૮૪

અનમા આ સંગ્રહ પ્રકટ કરવામા, જૂની પ્રતિઓ આપીને સહાયભૂત થનારા મારા માર્ગદર્શી, સ્વ. ગુરૂજન સા શ્રી તનસુખરામ મન સુખરામ ત્રિપાઠીનો મારે પ્રથમ આભાર માનવાનો છે શ્રી ફાર્બસ ગુજરાતી સભાની પ્રતિ તેમની કૃપાથી જ મને ઉપયોગ માટે સને ૧૯૦૯ થી મળી હતી તેઓનો ઉપકાર તો મરણપર્યંત ભૂલાય તેમ નથી તેમ તેમના સત્પુત્ર ત્રિપાઠીકુલ દીપક ગ ધર્મસુખરામ પણ મને સમયે સમયે તેટલી જ સહાયતા અને અનુકૂળતા દેતા રહ્યા છે, તેમનો પણ આભાર માનવો યોગ્ય છે ઉપરાંત રા હીરાલાલ ત્રિ પારેખનો તેમ બીજી અનુકૂલતાઓ કરી આપનાર અને પ્રોત્સાહન દેનાર સાહિત્યપરિષદ ભંડોળ કમીટીના મંત્રી સા બલવંતરાય કલ્યાણરાય ઠાકોરનો, તથા પ્રસિદ્ધિના કાર્યને અનેક અગવડ વેઠી સગવડ કરી આપનાર, સ્નેહી રા મણિલાલ ઇચ્છારામ દેશાઈનો અન કરણભર્યો આભાર હુ માનું છુ અને ભવિષ્યમા પ્રસ્તુત ગ્રંથ, અને સામળના કવનજીવન ઉપર પ્રકાશ નાખનારા વિવિધ અંશોનું નિરૂપણ કરવાનુ કાર્ય પાર ઉતારવાની અભિલાષામા સુજ્ઞ વાચકોની સહાનુભૂતિ અને સદિચ્છાનુ પ્રેરણાબળ મને મળશે, એવી આશા દર્શાવી અહીં જ વિરમુ છુ

મુંબાઈ, "ગુજરાતી" કાર્યાલય,
ફાગણ વદ ૫ વાર ગુરૂ
સંવત ૧૯૮૨,
તા૦ ૪-૩-૨૬ વાર ગુરૂ

પ્રાચીન સાહિત્યનો નમ્ર સંશોધક
**અંબાલાલ બુલાખીરામ જાની**

# અનુક્રમણિકા



---

## પ્રતિઓના સંકેતની ઓળખ

કે. રા. સા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવની સંવત ૧૭૯૬ ની પ્રતિ
ફા. શ્રી. ફાર્બસ ગુજરાતી સભાની સંવત ૧૮૩૬ થી ૧૮૪૬ સુધીની પ્રતિ
હિ. રા. રા. હીરાલાલ ત્રિભુવનદાસ પારેખનો ચોપડો સંવત ૧૯૦૧ નો
પા. રા. રા. હીરાલાલ ત્રિભુવનદાસ પારેખની પાનીયાં પ્રતિ સં. ૧૮૩૬ થી ૧૮૩૯ સુધીની.

यन्नवे भाजने लग्नः संस्कारो नान्यथा भवेत् ।
कथाच्छलेन बलाना नीतिस्तदिह कथ्यते ॥

(હિતોપદેશ પ્ર શ્લો ૮)

જેહવૂ શ્રીમદ્ ભાગવત, જેહવ્ રામચરિત,
તેહવૂ ચરિત વિક્રમ તણૂ પૂરણ મન્ન પવિત્ર.
પરમારથ ને પુણ્ય ઘણૂ, કવિત ચાતુરી ભેદ.
પડિત હસ્યે તે પારખે, વિખાણ પાંચમો વેદ.

(સમુદ્રની વાર્તા, પાનુ

માખણ માંહેથી કાઢજો, તજજો ખાટી છાશ,
ઘૃતનો ગુણ સહુ રાખજો, વરજો વૈકુઠવાસ
એહ વાત તો દૂધ છે, એમાં વાનાં પાંચ,
દૂધ, દહીં, માખણ, છાશ, ઘૃત, શોધી જોજો સાચ.
એ ગુણ બીજા એહમાં, અકલ ઘણી અનૂપ,
કો ગુણ ગ્રહશે ચારણી, કો ગુણ ગ્રહશે સૂપ

(વાર્તા ૬૫ મી, સૂડા ૨૧૨–૧૮)

# સિંહાસનબત્રીશી

કવિ સામળ ભટ્ટે રચેલી



## વાર્તા ૧ લી–હરણની, કહેનાર પુતળી નંદા

श्रीगुरु नाहानाभट्टचरणकमलेभ्यो नमः*

(છપ્પા)

[પરણ્યું કુંદલદેવ, સેવ કરું એકચિત્તે.†
કમલજતનયા શરણ ચરણ પૂજું દો પ્રીતે.

* સામળ ભટ્ટના ગુરુનું નામ નાનાભટ્ટ છે. પ્રતિ કે. ઉપરથી બત્રીસ પુતળીમાંની કેટલીક વાર્તા સામળની હયાતીમાં જ (સં. ૧૭૬૯) તેની પ્રેરણાથી લખાયલી હોવાનું સમજાય છે; તેથી તેમાં પ્રથમ અંકિત થયલું તેમ ઠામઠામ સામળે બીજી વાર્તાઓમાં માનપૂર્વક ઉચ્ચારેલું ગુરુવંદન અત્રે આપેલું છે.

† ભોજરાજ જે સિંહાસન ઉપર બિરાજમાન થવા ગયો તે તેને કેવી રીતે પ્રાપ્ત થયું તે વિષેનો પ્રસ્તાવ, ફાર્બસ ગુજરાતી સભા–મુંબાઈની પ્રતિ જેને આ વાર્તાઓમાં મૂળ પ્રતિ રૂપે ગણેલી છે, કારણ તે વિશ્વસનીય લેખનસમયવાળી અને અખંડ એક જ લેખકને હાથે અવિશુદ્ધ લખાયલી છે, તેમાં આપેલો નથી, જો કે આ જ પ્રતિની બીજી વાર્તાઓમાં સિંહાસનપ્રાપ્તિના ઉલ્લેખની આવી જ સખ્યાબંધ પંક્તિઓ સાંપડે છે આ મુખ્ય ભિન્નતા સબંધી ચર્ચા પ્રસ્તાવનામાં યથાયોગ્ય સ્થળે થશે. પરંતુ સં. ૧૭૬૯ માં લખાયલી લેખાતી સ્વ. કેશવલાલ હ. ધ્રુવની પ્રતિમાં તેમ સ્વ. હીરાલાલ ત્રિ. પારેખની સં. ૧૮૩૪ થી ૧૮૩૬ સુધીમાં અંકિત થયલી પ્રતિમાં સિંહાસનપ્રાપ્તિનો પ્રસ્તાવ હોવાથી તેમ જ વાચકોએ આરંભમાં જ તે આકાંક્ષાતૃપ્તિ અર્થે જાણવો આવશ્યક હોવાથી "ચોરસીયા" વસ્ત્રાના ચિહ્ન સાથે પ્રાચીન કે. પ્રતિમાંથી તેટલા ભાગની કડી ૧–૧૮૪ આપેલી છે.

સૂચના–કે તેમ જ પા. પ્રતિઓમાં હ્રસ્વ 'ઇ' તો છે જ નહી, તેમ દીર્ઘ હ્રસ્વ ઊ–'ઉ'–અને 'સ'–'શ'–કારનું ઠેકાણું નથી, એટલે તેના શોધન ઠામઠામ નોંધવા એ ગુંચવણભર્યું હોવાથી સામાન્ય રીતે નોંધ્યાં નથી.

વિષ્ણુ, વિરંચી, ઈશ, શીશ નામું કર જોડે;
શશી, શેષ, રવિ, ચંદ્ર, ઇંદ્ર, આરાધૂં કોડે.
નમું ઋષિને પાય, સાંપ્ય સવ દેવજી કીજે,
સકલ કવિતા શુભ, સિદ્ધિ વિચારી દીજે.
ગુરુ, ઇષ્ટ, મુખમાત, તાત વામન મહાયોગી,
ગીતા ગ્રંથ અભેદ, વેદ પંડિત બ્રહ્મભોગી,
એકાદશ મહારુદ્ર, ભદ્ર ભૈરવ, બટુ કાશી,
છપ્પન કોડ ચામુંડ મુંડમાલા ઉર રાખી,
કહે સામલ સહુને નમું, અરજ એહ ચિત્તમાં ધરો,
વિક્રમચરિત્ર વરણુવ કરૂં, તે પ્રીત ધરી પૂરણુ કરો.

(દોહો)

વાક્‌વાદિની પરણમું, ગણપત પૂજું પાય,
કરુણા દૃષ્ટિ અવિલોકતાં બુદ્ધિ પ્રફુલ્લિત થાય.
રાજેશ્વર, રાધેરમણ, જાનકીજીવન રામ,
મીટે કોટી પાતિક સકલ, જપતે નિર્મલ નામ.
તીરથ, વ્રત એ નામમાં, પદ્ધત, પૂજા કોડ,
જપતપ, સાધન નામમાં, માટે રટું કર જોડ.
દામોદર, દયાલજી, કરુણાનિધિ, કૃપાલ,
ગદાધર, ગિરિધર, નમું ગોવિંદ શ્રી ગોપાલ.

---

છતાં આખા ઉતારાઓ જ્યાં જ્યાં ઉતારેલા છે ત્યાં ત્યાં તે તે પ્રતિની જોડણીમાં જ તે આપેલા છે, તેથી વાસ્તવિક લેખનભેદ સ્પષ્ટ થશે.

૧. કે. દુકલ; ચીતે; પુજું; વીષ્ણુ; વીરંચી; ઋષીને; પાએ; સાપે; કવીતા, સૂભ; સીધ્ય સુધ વીચારી; વામન પંડીત; કાખી; ચીતમાં; પુરણ; પા. માં પહેલી કડી નથી. ૨. કે. વાકવાદીની; પુજું પાયે; થાયે; અવીલોકતાં સુધી પ્રફુલીત થાયે; પા. કરૂણ દ્રષ્ટ જુઓ તમો કામ સફળ સૂભ થાયે. ૩. કે. જાંનકી; રાંમ; પાતીક. રાજે૦ પા. રાધેકૃષ્ણ; સકલ–પા. જનમ; કે નીરમલ નાંમ. ૪. કે. તીરથવ્રત, જપ૦–પા કોટી બ્રહ્માંડ રચાં તમો. ૫. કે. કરૂણાનીધ્ય, ગોવીંદ; ગીરીધર

આદ્યશક્તિ તું ઈશ્વરી! કરણ્યુ કોટિ પરકામ,
સાચી દેવ સલખણુ પુરી, બહુચર બાલા નામ. ૬
સામલ કેહેઃ હું મંદમતિ ઈચ્છું મોટું કાજ;
વિક્રમાર્ક મહિમા કહું, રાખો માહારી લાજ. ૭
મૂળો] સંસ્કૃત કાલિદાસકૃત નરખ્યો ગ્રંથ જે નેહ,
તે પ્રાકૃત પ્રીતે કરૂં તમ કૃપાથી તેહ. ૮
શ્રીગોડ માલવી વિપ્ર શુભ, શીય નગરમાં વાસ,
વીરેશ્વર વેદે સામગ્રી, સુતશ્રી સામલદાસ; ૯
તેણે એ પ્રાકૃત કર્યું પ્રીતે બુદ્ધિપ્રમાણ;
તે સિંહુજપત, શ્રી રખી જુક્ત થયું છે જાણ. ૧૦
ગુણસાગર, ગુર્જર ધરા માતર પ્રગણા માંહિ,
વાસણવંશી અંશપત કાઉજી કુલ તાંહિ. ૧૧
મનજીસુત, રાજ સરીખડો, સકલ કલાગુણસાર,
લેઉવા માંહે લાજ, જશ, દલ રૂડો, દાતાર. ૧૨
વીરેશ્વરજી વિશ્વપત ખરી નવ ખંડે ખ્યાત,
મોદિક ચઢે મણ બે સવા તાંદુલ કૌતુક વાત. ૧૩

---

૬. કે. શક્ત; પા. માં આ કડી નથી. ૭ વિક્રમ.-પા. વરણવું વીક્રમસેનને; કે. મંદમતી, વીકરમારક, મહીમા; જુઓ પરિશિષ્ટ ૧-૧. ૮ કે. સંસ્કૃત; પ્રાકૃત; તેરે; પા. માં કડી આમ છે.-

સંસ્કૃત માંહીથી સોધીયું, પ્રાકૃત કરું પુરાણ,
સક લખાણો જયેહેનો, તે વીક્રમ વીર સુજાંણ.
કહુ પ્રાકતે પંડીતે, કહું કુલ લક્ષણ કામ,
આણ વરતી અનખંડમાં પરદુ ખભંજન નામ.

કડી ૯ થી ૨૩ પા. માં નથી, તેમ તે પ્રક્ષિપ્ત છે. આનો સ્ફોટ પ્રસ્તાવના યોગ્ય સ્થળે થશે. ૯ કે વીપ્ર, સૂભ, સૂત. ૧૦ કે. પ્રાકૃત, કર બુધ, જાંણ. ૧૧ કે. માંહે લાછે. કુલી મહંત: ૧૨ સૂત. સરખીડો જસ. ૧૩ વીશ્વપત તૌગા.

પરતક પિંડુ પૃથવી વિષે, કૌતુક સરખું હોય,
મહિમા એ મહાદેવનો કલિય શકે નહીં કોય. ૧૪
રૂડી કીરપા ઋષિ ઉપરે, પ્રીત રીત પૂર પેર,
કરૂં નવાણુ કો કારણું, ગંગા આણી ઘેર. ૧૫
એક પરમારથ એ કરૂં, બીજું ધારૂં મંન,
પંડિત તેડ્યો પ્રીતસું, જોગ પુરૂષ જે જંન. ૧૬
સંમક પ્રકાર સંતોષિયો, ખાન પાન ધન ધાન,
વસુધા, વસ્ત્ર વિધ વિધે, દીધાં બહુ વિધ દાન. ૧૭
પાંચ પુત્ર પ્રસિદ્ધ શુભ, મનછસુત રખીદાસ,
વદ્ધથ સુત વેણી વડો, શોભા તે ઘર વાસ. ૧૮
શુભ શિખા તેહને કહી, પવિત્ર પુણ્યની પેર;
તેણે પંડિત તેડીયો ઘણા હેતથી ઘેર. ૧૯
પુરાણ પરમારથ તણું કરૂ રુડા કવિરાજ!
પરમારથ પ્રીતે કરૂ, કામ દશોદી કાજ. ૨૦
ભગન ભાટ ભૂપત સમો, સુરસંગસુત ગાન,
પુત્ર, પરખણ પિંગલ તણો, ગુણસાગર ગમાન. ૨૧
તે કારણ ઋષિએ કરૂં કૃષ્ણાર્પણનૂ કાજ.
જશ જુગ ખાધે વિસ્તરે, રાખે લખમી (પતિ) લાજ. ૨૨
રખીએ ઋષિ સખા કરો, કીધો ગ્રંથ પ્રકાશ.
જે બુધ દીધી સરસ્વતી, (તે) વાણી વેદવિલાસ. ૨૩

---

૧૪ કે. પ્રથવી. પીડુ; વીષે; કૌતગ. કલીયં. ૧૫ રૂપી. ગુ. વ. પાઠ 'રખી'; પુર. ૧૭ સેમક. પા. વસ્ત્ર વીધ વીધ વીધે, દીધાં બહુવીધ માન; આ પાઠ કે. માં પણ છે, ગુ માં છે ૧૮ કે. પ્રસીધ. સૂત. ઘર ઘર વાસ ૧૯ કે. સૂભ. સીખા. પુનની. ૨૦ કે. કવીરાજ. ૨૧ ભુપત. ગુણગાંન. પીંગલ-પા સૂભાણે. ૨૨ કે. ઋષી ગુ. વ. 'રખી' કૃષ્ણારપણનૂ. જસ. વિસ્તરે ગુ. વિસ્તર્યો. લખમીપત. ૨૩ કે. ઋષી તે વાણી વીલાસ

ઇન્દ્ર થકી ઉતપત્ત હવો ગરધવસેન રાજંન,
ત્રંબકસેનની બેટડી, પરણ્યો રૂપ રતંન. ૨૪
ત્રંબક ઘડ તેણે રચો રાત્ર એક અનૂપ,
અકલિત કામ ભારી કરૂં વિસ્મે પામ્યો ભૂપ. ૨૫
ઉતપન તેહની આવશે, આગલ નિઃસંદેહ,
નિશા સમે તો દેવના, દાડે ગરધવ દેહ. ૨૬
બાલી ત્વચા રાસભ તણી તે તો શ્રીની માન,
અંતર થયું તે નગરમાં, વરતો માહા ઊતપાન. ૨૭
નાઠી નારી તે સમે, ઉદરે ગરભાધાન,
ઋષિ–આશ્રમ જૈ સુત જણ્યો, વીકિ ધરીયું નામ. ૨૮
ઊજેણી નગરી વિષે (તેણે) જિતો વીર વૈતાલ,
પામો રાજ તે નગરનું, કરી પ્રજા પ્રતિપાલ. ૨૯
કરૂં રાજ ભરતખંડનું એકછત્ર અનુદિસ,
પંચ દંડ જિતી સકો, ધરૂં છત્ર તે શીશ. ૩૦
વિક્રમારક એ, અજિત એ, પરદુઃખભંજન નામ,
સહોદર પરનારનો, કરાં કોટ પરકામ. ૩૧
જ્યોતિક શાસ્ત્ર શુભ શક લખે, જેહવો જુધિષ્ટિર હોય,
અકલિત કામ જેણે કરાં, બીજો ન કરે કોય. ૩૨

(છપ્પે કવિત્ત)

સુંદર સરસ સ્વરૂપ ભૂપ શુભ ભૂષણ અંગે,
સકલ કલા ગુણ જાણ, માણ રાચે અતિ રંગે.

૨૪ કે. ત્રમસેનની; પા. ત્રમકગઢ તેણે રચો, પરણ્યો રાજરતન. ૨૫ પા. (વ)ડી ત્રોહો શોધ કરી; કે. અનુપ. ભુપ. અકલીત. ૨૬ કે. આવસે. ૨૮ કે. સુત. કે. જણો. પા. ભોગવું રાજ ભ્રતખંડનું. ૩૦ કે. ભ્રતખંડનું, પા. જાંબુદ્વીપમાં લીયો એક–કે. છત્રી; શીસ. પા. માં કડી ૩૧–૩૨ નથી. ૩૧ કે. વીકરમાર્ક. અજીત. ૩૨ કે. સુભ. જુધીષ્ટર. સે બીજો. છપ્પે. ગુ. છપ્પે દોહોરી. ૩૩ કે. સરૂપ. ભુજ; ભુષણ.

ચતુરે વિદ્યા ચૌદ, લેખ લખણ બત્રિસે,
શીલ વશા શતવીસ, છતે ગુણ રાગ છત્રીસે,
ચોરાશી આસન ભેદ, વેદવ્યાકરણી વાણી,
પિંગલ પાઠ પુરાણ, જ્ઞાન જ્યોતિક જુગ જાણી,
લઘુલાઘવી વિદ્યાય, પ્રવેશ કરે પરકાયા;
ગતિ સ્વર્ગપાતાલ, રચે દેવતાથી માયા;
ઘૃતવિદ્, મહાધીર, વીર ધનુરધર ધારી,
ગૌબ્રાહ્મણપ્રતિપાલ, સહોદર જે પરનારી,
પરદુઃખભંજન, સુખકરણ, સતયુકત, સાખી જુયો,
સામલ સાહસ ધીર તે, વીરજિત વિક્રમ હુયો. ૩૩

ચોપૈ

અંશપતિ આપે અવતરો, પરદુઃખભંજન પ્રીતે પરવરો;
દુસ્મનગંજન, સાહસ ધીર, અજિત જિત્યો જેણે વીર. ૩૪
સ્વર્ગ, મૃત્યુ, પાતાલે ગયો, એકછત્ર ચક્રવર્તિ થયો.
કરાં ધર્મપુણ્ય મારગ ઘણાં, શક લખાણા જ્યોતિક તણા. ૩૫
તેહ તણો વાંચું મહિમાય, સૂણતે પાંચેક પાતિક જાય.
જેહવું રામાયણ પરમ પવિત્ર, તેહ સમોવડ વિક્રમચરિત્ર. ૩૬
ઘૃતરણે જશમહિમા ઘણો, પુણ્ય પ્રતાપ જશ મહિમાં ઘણો.
સૂણતે પુણ્ય હોયે જે આજ, ફલે મનનાં વાંછિત કાજ. ૩૭
વંઝા નારી પામે તન, દુરબલ જન તે પામે ધન,
પુણ્ય પદારથ ઉપર ભાવ, સ્વપ્ન માંહે તે નાવે તાવ. ૩૮
માહાકાલેશ્વર ક્રિપા કરે, સકલ વિઘન હરસિધિ હરે,
વિક્રમસેનનું સુણે ચરિત્ર પઢિયા પાંચ સૂણી તે પવિત્ર. ૩૯

---

૩૩-૪ ભીક્ષ૦ શુ. શિલ્પશાસ્ત્ર છત્રીસ. ૩૩ કે. દુત વીધ. પરદુખભંજન. સુખકરણ. સત૦ શુ. સત જુગ તે સાખી જુઓ. ૩૪ કે. દુરામણ. અજીત. જીત્યો. ૩૫ કે મૃત ચક્રવરતી. પુન પા. જુઓ પરિશિષ્ટ ૧-૨ ૩૬ કે. સુણતે૦-પા. વાધે પુણ્ય માહા ૩૭ કે. દુત. પુન પ્રતાપ. પુણ્ય૦-પા. સાંભલે વીજોગ ભાગે તે તણો ૩૮ કે. સ્વપન. ૩૯ કે. હરસીધી. પા. પઢિયા૦-પતીત હોય તે થાએ પવીત્ર

મહિમાં કહેતાં ન લહું પાર, શત મુંડા માંહે કણ ચાર. ૪૦

### દુહો

પાલું રાજ પૃથ્વી વિષે, ધલહર ધણાં ધરસૂત્ર,
પ્રજા પાલી પ્રીતસુ, જેમ પોતાના પુત્ર. ૪૧

વિક્રમ કેરા વંશમાં મહિપત મોટો મુંજ,
સીંદુલસુત શિરોમણિ, ભયનિવારણ ભોજ. ૪૨
મુંજે ભત્રીજો મારવા મોકલીયા ચાંડાલ;
પતીત વનમાં પરવરો, બીહીનો મનમાં બાલ. ૪૩
બતરીસ લખ્ખણ બાલકો, બીનો મનમાં તેહ,
સમસ્યા લખી તે મોકલી, ભાગ્યો મન સંદેહ. ૪૪

### શ્લોક

मांधाता सुमहिपतिः कृतयुगेऽलंकारभूतो गतः ।
सेतुर्येनमहोदधौ क्षितितले कासौ दशास्यान्तकः ॥
अन्यस्यापि युधिष्ठिरो प्रभृतया यावद्भवान् भूतले ।
नैकेनापि समं गता वसुमती मुञ्ज ! त्वया यास्यति ॥ ४५ ॥

### દુહો

કરણા કાકાજીની થઈ, દુરમત કીધી તાજ્ય,
શુભ બુદ્ધિ જોઇ, સોંપીયું ભોજ ધારનું રાજ. ૪૬

### છપ્પે કવિત

કામ સમાને રૂપ, ભૂપ દુરજોધન દામી,
દાતાર કરણ સમાન, કાક જેવો મહા કામી,
સતવાદી હરિચંદ, ઈન્દ્ર જેવા રખાકારી,
સૂર્ય સમો પરતાપ, અગસ્ત્ય સમો આચારી,

---

૪૨ જુઓ પરિશિષ્ટ ૨-૩ ૪૧ પ્રીતશું–કે. 'પ્રીશું',–કે સૂત. તે ભય ૪૩ કે ભુવનમાં લઇ પરવરો. ૪૬ સુભ. બુધી.

અમૃતપૂત શુભ વેણુ, નેણુ દો અમૃત ભરીયાં,
હદે, બાહુ વિશાલ, ભાલ શુભ રેખા કરીયાં,
કુલાચાર કરે કરમ ધરમ શાસ્ત્ર નવ લોપે,
સભા પંડિત સેંહ પાંચ, સુખ કવિ કાલી ઓપે,
કવિજન જાચક ભાટ, કાક ચારણ ગુણ ગાયે,
વિપ્ર વખાણે વેદ, ચરચા હરિગુણ ગાયે,
દાતા ભોજ ભારે હુવો, નહી ઊણુમ રિધસિધ કસી,
કહે સામલ સુખ ભોગવે, પુણ્ય વાત જે મન વસી. ૪૭

ધાર નગરનો રાજ કાજ કરે શુભ રીતે,
પુણ્ય વરતે પુર માંહ, પ્રજા પાલે બહુ પ્રીતે;
વિપ્ર પાળે ષટ કરમ, ધરમસૂં સંધ્યા સાધે;
ખત્રી ચઢે રણુ માંહ, અહરનિશ ઈશ આરાધે;
વૈશ્ય કરે બ્યાપાર, સત ઓહો રીત વોહોરંતા;
કરે દાન વિશેષ, પુણ્ય ભંડાર ભરંતા;
દ્વિજની કરે સેવા શૂદ્ર, વરત આચરતા વાદે;
કરે કીરત ગુરુ ગામ, નરત વિખાણે નાદે;
પતિવ્રતા સહુ નાર, ભાર સતી પતિનો આણે,
દેવ સામાને સૈત્ર પુત્ર માબાપની જાણે;
રામરાજ સરીખડું ભોજ રાજ કરે જહાં,
કહે સામલ વસુધા ફલે, મેહ માગ્યા વરસે તહાં. ૪૮

## ચોપૈ.

દેસ માલવ શુભ ધારા ગામ, ભોજરાજ નરપતનું નામ,
વારુ નગરમાં વરણુ અઢાર, સત્ય ધરમ રૂડો આચાર. ૪૯

---

૪૭ કે. દરબોધનદાંમી. સુભ. ફુલાચાર. સાહાસ્ત્ર. કની. પીમ ૪૮ કે પુન. વરીપ સૂદ્ર પ્રતિવ્રતા ૪૯ કે. સુભ. નગ્ર.

ગરઆ ગજ મહેમત માતગ, અશ્વ અગલખ અનિઉર્ત્તન નગ,
ધવલ ધોરી, રહીયાલા રથ, શુભ કામે ગજા સમરથ ૫૦
પાયક ઘણા પુંઠે પરવરે, રતનજડિત નુભ છત્ર જ કરે,
નહી નગર ધાગ સમ તોલ, ચોચો ઘડ, ચોખારી પોલ ૫૧
એકમો દસ દરવાજા વલી, બારી બત્રીસ ભાનેસૂ ભલી
પરા પચાણુ, પનર વાટ, નવા રહેંટ પાણીના ઘાટ ૫૨
બસેં બાર કૂઆ, વાવડી, પુરણ રહેંટ પુષ્પ પાવડી
ફુલી વાડી, વનફુલ ફલા, ભાર અઢાર મઠી પર મલા ૫૩
એવી નગર તણી શોભાય કનક સિંહાસન બેઠા રાય
પરદેશ પથા ચાલે વાટ, બોને જતા અનેગ ભાટ ૫૪
ચારણ ચતુરાઈ દાખવે, નીગડ લખણ બુદ્ધિ લાખવે
પડિત પનર સેંહે સુજાણ, જેવી જુગતી બોને વાણ ૫૫
નવુ કવિત્ત કરી લાવે જેહ, પામે લાખ નવાયો તેહ
ભડારથી જાચિક પાછો ફરે, (તો) હુકમ નાખ અહીનો કરે. ૫૬
એના પુણ્યના કરે નિત કામ, બમણુમોજ પડ્યુ નામ
વિધવિધના વાજા વાજત, બદીજન બોહો જસ બોલત ૫૭
નર્તકી નાચે આઠે પહોર, જયજય શબ્દ બોને તે ઠોર
વાજે તાલ તાતી મૃદંગ, ઘેરઘેર નતો ઉછરંગ ૫૮

---

૫૦ ગરૂઆ૦-પા. ત્રણ લક્ષ હસ્તી રાજ તણા દજનક્ષ દેહ ઘોડા આવે ઘણા ધવલ૦-પા. ધવલ ધોરી ને રથ સૂભ સુરંગ, સૂભ સુખાસન નવીઈ રગ ૫૧-૧ પામા વધારો. નથી જનમો બીજો કોય માયે, કલીયુગ માહે ભોજ જ રાયે ચોખારી-પા ચોરાસી ૫૨ પા. બારસક બારી ૫૩ રેંહેંટ-પા. નવા ૧ ૫૪ કે સોભાયે રાયે ૫૪ ર આ પક્તિ પા મા નથી ૫૫ પનર પા પાચ સેંહે જેશી૦-પોહોડા વાચે પુરાણ, જેશી જુગતે બોલે વાત, અગમનીગમ જાણે સાક્ષાત કે જુવી સૂલક્ષ જોસી ૫૬ અને ૫૭ ૧ ને બદલે પા મા પ્રીજન પામે વધ સવાયે, ગીતગ નીત નવલેરા થાયે ૫૭ વિધ૦ પા છત્રીસે કે પુનના બદીજણ ૫૮ કે નવમો ઉછવરગ

દુદુંભીના ડમકારા થાય; નિર્ઘોષ નાદ નિશાણે ધાય.
હાસ, ગીત, કથારસ હોય; અંતરિક્ષથી સુરિનર જોય. ૫૯
પહેલુ નામ ભોજ મન ચહ્‌ડુ; બમણુ ભોજ પુણ્યેથી પડુ.
માઘ પંડિત મન ગમતાં માન; કાળીદાસ સરખા પરધાન. ૬૦
માન કાળી પરસન જેહને, આશિષ દે એહવી તેહને
ખરી વાત તણો તે ઓજ, ભિખુકનું પીહર તે ભોજ ૬૧
મગણુ કેરૂ એ મોસાલ, ત્રિખાણી જન ઉપર વાહાલ
કલ્પતરવર કલિજુગ વિષે, ભારે નહી ભોજ ભડ પખે ૬૨
માહારાજ રાજ ભોજ ભડ ભૂપ, કંદ્રપના સરખુ જે રૂપ,
અવનવો આપે હોયે ઇંદ્ર, નવ લખ તારામા જમ ચંદ્ર ૬૩
ભાનુમતી જેહને સ્ત્રી સતી, અષ્ટ સહસ્ર પટરાણી અતિ.
શિવશક્તિ સમાગ્થ ધર્મ, કુલ આચાર કરે સહુ કર્મ ૬૪
સૂર ઉગે આપે રાત ગાય, પછે ભૂમિયો મેહેલે પાય,
દતધાવન કરી દે દાન, મહીપત દે મગણને માન ૬૫
પછે નાહી દેવતાર્ચન કરે, હેમ મોહોર થાળીમા ભરે,
નૌતમ વિપ્ર કો આવે જેહ, પામે દાન સવાયા તેહ ૬૬
દાનપુણ્યનો ન લહું પાર, સહુ સુખી છે વરણ અઢાર
કરા કામ નિત ભોજે ઘણાં, કમ વિખાણુ કરૂ તે તણા ? ૬૭

---

૫ કે થાયે નીરઘોષ સુરીનર જોયે ૬૦ પુણ્યેથી પા. વસત. પા મા વધારો–
નવી વાત લાવે જે કોયે પામે લાખ સવાયો સોયે
ભડાર થકી જો પાછો ફરે, તો હુકમ અઢીનો કરે
કદાચ ભડારી જો દે આસ, તો અઢી તણા અપાવે પાસ,
એહેવા પુન્ય કરે નીત્ય કામ, માટે ભોજ બમણો છે નામ.

કડી ૬૧–૬૩ પા. મા નથી ૬૧ કે આસીસ ભીખુક ૬૩ કે ભુપા. ૬૪ કે ભાનુમતી કૂલ ધરમ. કરમ ૬૫ કે ભુમીયો મહી૦ પા. સહસ મોહોર સોનાની દાન–૬૬ કે દેવાતારચન. વિપ્ર સવાયા–પા. નીત નીતસૂ ૬૭ કમ૦ પા. કામ્ય વીષણુ કાવી તે તણા

• દુઃખી નહિ કો, કોને નહી શોક, કરમ અનુસારે વરતે લોકઃ
એહને નાયક દુષ્ટે પડો, તેહનો દુઃખ અરણ્વ જઈ પડ્યો. ૬૮
એહની દષ્ટ ન આવે રાંક, તેહમાં શો દાતાનો વાંક ? ૬૯

## દુહો

ભોજનગર આવ્યા હરિ, આપે પરમ પવિત્ર;
સોનકાર સાથી સખઇ, મનનો માન્યો મિત્ર. ૭૦
કહે સોની તું વિપ્ર! સુણ, સાથ વિદેશે આવ,
સામદામભેદે કરી, દ્રવ્ય ઘણેરો લાવ. ૭૧
કરાવ મંદિર માળીયાં, ઉંચા કર આવાસ,
સુખ ભોગવ સંસારનાં, લીલા લહેર વિલાસ. ૭૨
અમૃત વચન અદકાં કહ્યાં, રીઝ્યો તે ઋષિરાજ;
ત્રિયા! તમો જો શીખ દો, કરીયે રૂડાં કાજ. ૭૩
વનિતા કેહે સુણ વિપ્ર! તું, કમ વારૂં હું આજ ?
કેહેતાં સમરથ ઘર તણી, આવે અદકી લાજ. ૭૪

---

૬૮ કે. નાયક ૬૯ કે. આવે (આવ્યો) ગુ 'આવે' પા માં આ પંક્તિ નથી ૭૦ કે. બ્રાંમણ. તે મનનો મીત્ર પા.માં વધારો–

રમે જમે બે એકઠા, સૂએ એકડા સેજ્ય,
ઉત્ર એક દેહ જાણીયા, હેડા સાથે હેત

૭૧ કે. સુત સાથ ૭૨ કે મદિર ને માળીયાં સૂખ ૭૩ કે તો કરીયે કડી ૭૩ ને બદલે પા નો વધારો–

આભુસણ કર અતી ઘણાં, સ્રી સણગારે સોભ,
રાણસેનયા રાણ સૂંદરી, મુખ બોલા તબોલ,
કાયર થઇ બેઠા રહો, કરને પુન્ય પરવેસ,
માહારી સાથે સચરો, વારૂ વીમ વીદેસ.
હરી ભટ હેડે હરખીયો, ઘણા સોનારવચન,
માગી શીખ ત્રીયા કને, થયુ વિદેસ મન.

અંગે પેહેરૂં વસ્ત્ર જે, ઉદરે પોખું અન્ન,
એહ રીધ છે આપણી, મહારાજ! વિખાણો મન. ૭૫
ચિંતા માં કર ચિંતની! જમ તમ કાઢો દિસ;
ઘોડે'ક દાડે આવસૂ જો કરશે જગદીસ. ૭૬

## ચોપૈ

એક વિપ્ર, બીજો સોનાર, બેહુ જણ પલીયા પંથ અપાર.
પૂછે ગામ એક, બીજું લે, નિશા પડે તાંહાં વાસે રેહે. ૭૭
પશ્ચિમ દેશ પરિયાણ જ કરે, સિંધુ સાગર જાંહાં અરણવ ભરે;
દીઠું ઘેહેરૂં નિર્મલ નીર, વસે ગામ એક તેહની તીર. ૭૮
ગુણ સાગર સરખું તે ગામ, ઠરી રહ્યા બે તેણે ઠામ.
ઉજ્જકાપુર નામે કેહેવાય, વિજલપાલ તેહનો છે રાય. ૭૯
રહ્યા ઉતરી તેણે ઠામ; વલગા બે પોતાને કામ.
વિપ્રે તો માંડી નેશાલ, લઘુ વેશ રાજાનો બાલ. ૮૦
વિપ્રને રાજે દીધાં માન; સોંપ્યો પંડિતને સંતાન.
રાત દિવસ રાજાને ઘેર; પુત્ર ભણાવે રૂડી પેર. ૮૧
તેજપાલ કૂઅર-નિત ભણે, ગુણ સઘલા સેખામાં ગણે.
એમ કરતાં વીતાં વરસ બાર, તારે મનમાં કરે વિચાર. ૮૨
ઓની સાંમદ કીધાં દામ, તારે સાંભરાં અરભક ગામ.
અરભક નારી ચિતમાં ચડી, આવો વિપ્ર પાસે તે ઘડી. ૮૩
આવો સાથ તો શીઘ્ર કીજીયે, નહીં તો વેહેલી શિખા દીજીયે. ૮૪

૭૬ કે. ચોહ્ય કરસ. જગદીસ. ૭૮ કે. પશ્ચિમ. ૭૯ અને ૭૯-૧ ને બદલે પા માં નીચેની પંક્તિઓ છે —

મોટા મેહેરામણ છે જહાં, બગ્ગ બે પોહોતા છે તાંહાં,
દીઠું નગર સાગરની તીર, ઉતરીયા બે બધવ વીર
સુર રાયની વાડી જેમ, દીઠું નગર મહાપુર તેમ.

૭૯ કે કેહેવાયે. નામે પા. ૭૯ કે રાયે ૮૦ કે તે સાથ સપ્રવેસ. ૮૧ કે દીવસ રહે રાજાને ૮૨ કે. નીત પા. રાજાજી નીત લેપે ભણે ૮૩ કે. ચીતમાં.

## દુહો

વિપ્ર કેહે તેજપાલ ! સુણ રાજપુત્ર ! મુજ વાત:
આપે મુજને આગના, જાયું સોની(ને) સાથ. ૮૫
વાટ જુવે ઘેર બ્રાહ્મણી, બીજો નાહાનો તન,
અણાથ્ય અદરી તેહને, નહી હોયે ખાવા અન્ન. ૮૬
રાજા કેહે ઋષિજી ! સુણો, તાંહાં શો માનો અરથ?
વિસવાસ આવે મિત્રનો, મોકલો ઝાઝો ગરથ. ૮૭

## ચોપૈ

ભૂપત કહેઃ સાંભલ રે બ્રહ્મ ! કહું સોની કેરું કરમ,
તસ્કર સહુ તણો સરદાર, કોઇ વશા જાણો સોનાર. ૮૮
સોની તણો વિસવાસ જે કરે, તેહ ડહાપણ પોતાનું હરે.
મોકલશો ધન આણી નેહ, એમ કુશલ પોહોંચે નહીં તેહ. ૮૯

---

૮૪ કે. મીપ્ર. ૮૫ શુ. "વિપ્ર કેહે તેજપાલ સુણ માહારાજ સાંભળ મુજ વાત;" કે. જો આપે સોનીને. સાથ્ય. ૮૭ કે. તો મોકલો ૮૮ કે. ભુપત. વસા. ૮૮ થી ૯૧–૧ને બદલે પા.માં નીચેનો વધારો છેઃ–

(દુહો) ઘણુ જતી છે તેહની, પરણ્ણુ એહની પેર,
પછે ગરથ આપું અમો, રૂષે મોકલો પેર
સાચો મીત્ર સોનાર છે, નીજ સાથે છે નેહ,
અધીક પ્રીત તે ઉપરે, જમ બાપૈયે મેહ,
રાજા કેહે છે વીપ્રસૂં, ભૂપત ભારે ભ્રંમ,
વીસવાસ ન કીજે તેહનો, સોનીનું કુલ કરમ
ઉજલો તસકર એહ છે, સોમે વીસામે સદ,
જગનંનાથની આંગલી, કાપી જેણે હદ.
ધુત જતી અનેક છે, પણ સોની ધુત અપાર,
વીસવાસ કરે જે તેહ તણો, તેહનું નામ ગુમાર.
(ચોપૈ.) કહે વીપ્ર બંધવથી ઘણો, માહારે તો આદ એ તણો
૮૯ કે રહે. રહે.

વાત કેહેતાં(માં) ન કરશો કોપ, ગુરુવચન કરૂં કમ લોપ ?
કહે વિપ્રઃ સોની છે મિત્ર, પરમ સાધુ ને પુણ્ય પવિત્ર ૯૦
ના'પો તો કોહો આડો આંક, શીદ કાહાડો સોનીનો વાંક ?
વિપ્રવચન પ્રમાણ જ કરાં, રતન ચાર લેઈ આગલ ધરાં. ૯૧
વસ્ત અમુલક છે એ સહી, વાવરતે ખાતાં ખૂટે નહી
સોંપ્યાં રાજાએ બ્રાહ્મણહાથ, વિપ્ર ચલાવ્યાં સોની સાથ· ૯૨
તુજ ભાભીહાથે આપજો, કુશલ વાત મંદિર થાપજો
મિત્ર મારગમાં પથે પલો, વિપ્ર વોલાવી પાછો વલો. ૯૩

વાટે જાતાં કરે વિચાર, માલ અમુલક અપરપાર.
એહ વિપ્ર છે દુરબલ રાંક, માહારા કરમનો મોટો આંક. ૯૪
હું કરૂં ઉપાયે પરપચી પેર, રતન ચાર રાખૂં મુજ ઘેર.
આવો ઘેર તે પોતા તણે, ભામિની આગલ મોટમ ભણે. ૯૫
ઇષ્ટ દેવ અમને તો ફલો, રતન ચાર તે વેગે રલો.
શામાને સોંપાં સાટીયા, ખાટતલે ઉંડાં દાટીયાં. ૯૬
તેડ્યા જણ પટેલિયા પાચ, લોભ દેખાડી, પગઠી લાંચ
બ્રાહ્મણી પાસે તેડી ગયો, ખબર કહીને સાચો થયો ૯૭
વિપ્ર થોડેક દાહાડે આવશે, કરમ અનુસારે ધન લાવશે
ખેમ કુશલનો કહો વિચાર, ચાર રતન આપાં તેણે ઠાર. ૯૮
બ્રાહ્મણે જે સોંપાં મુને, પચ દેખતાં આપુ છુ તુને.
તે નારી રલીઆત જ થઈ, કુશલ આપ ધણીના લઈ. ૯૯

---

૯૦ કે પુન ૯૨ કે છુટે ૯૩ કે કુશલ, પા મંદિર. કે માહારી ૯૩-૨ પા મા નથી ૯૪ કે વીચાર અપરમપાર માહારા૦ પા રતન અમુલક એ છે આંક. ૯૫-૯૬ જુઓ પરિશિષ્ટ ૧-૪ ૯૫ કે ભામની ૯૬ કે સામાને ૯૭ તેડ્યા૦-પા સેઠ પટલ નગરના પાંચ, તેહને સાધા પરઠી લાચ ૯૮ કે આવશે પા કરમ સારૂ એ કે લાવસે કુસલનો ૯૯ કે બ્રામણે ૯૯-૧ પા મા નથી. ૯૯-૨ પા તે નારી-બામણી લો કુશલ૦-પા. કુશલી આપણા ધણની કહી

એક હુનનાં વસ્ત્ર જ કરાં, બીજાનાં તો ઘુણ જ ભરાં,
ત્રીજું દેવાદાર લેઇ ગયો, ચોથો મરસંચરામણ થયો ૧૦૦

દિન પુઠે દિન ચાલ્યા વહી, રતનવાત વિસારે પડી.
રાજાની વિદ્યા પૂરણ થઈ; વિપ્ર આગલે વાત જ કહીઃ ૧૦૧
તમો પધારોજી તમ ઘેર, ભોગવો ગૃહસ્થાશ્રમ શુભ પેર;
અખૂટ ગરથ મોકલીયો જેહ, ખાપો પીઓ જઈ ખરચો તેહ. ૧૦૨
વલી કહો તો આપું ઘણું, વાટે જોખમ જીવ જ તણું.
તુંબીપાત્ર લેઈ વિપ્ર જ વલો, કાલોમાલો પંથે એકલો. ૧૦૩
આવો ઘેર વારેયો વહી, વધાઈ વનિતા આગલ ગઈ.
દીધાં માન, કીધાં ભોજંન, મલાં સકલ સહોદર જંન. ૧૦૪
સૌનીને પણ જાણ જ થયું, આવો મલવા દુખડું ગયું.
કુશલ વારતા કોડે કહી; નિશા અરધી તે વેલાં ગઈ. ૧૦૫
સહુ સહોદર મંદિર ગયાં; નરનારી બે ગુંજે થયાં.
કાં દરિદ્ર તું વેઠે નાર! ગરથ ઘણો છે તાહારે બાહાર. ૧૦૬
કમાયો કરી કીધાં જતન, મોકલાં ચાર અમૂલ રતન;
લાવો તે નંગ કાંહાં મૂકીયાં? નથી વટાવાં તે ચૂકીયાં. ૧૦૭

---

૧૦૧ કે. દીન. પા નો વધારો જુઓ પરિશિષ્ટ ૧-૫ ૧૦૨ કે. ગ્રહસ્તાશ્રમ. તુંબીo—પા. આપો આપે. ૧૦૪ કે વનીતા પા. કોણે ખબર કામનીને કહી. ૧૦૫ કે. મલવાને. દુખડું પા. કારણ કહ્યું. ૧૦૬ દરીદ્ર. ઘણો છે. ૧૦૭ પા અમુલ કે અમુલક. મુકીયાં.' ચુકીયાં. ૧૦૭-૧ ને બદલે પા.માં નીચેની પંકિતઓ છે·—

કૈક કોડ તણો છે માલ, તો આવા સા છે દેહ હવાલ;
એટલો તે ગરથ રાજાને નોહે, એહવાં વીખાણ કરાવ્યાં માંહે
લાવો રતન તે મુકાં કહાં? સું દાટી મુકાં મંદિર માંહાં?

૧૦૭-૨ પછી પા. નો વધારો—

વૈભવ દેખાડીયે એહ વતન, લાવ્યો જોઇએ ચાર રતંન
સંતોકી સંજન સાથીઆ, રોહયે રોડી ને હાથીઆ.

કરો મંગલ પરણાવો બાલ, ઉતારો માયાની ગાલ;
ઉંચા મેહેલ કરી આકાશ; ભોગવો લીલા લહેર વિલાસ; ૧૦૮
સહોદર સહુ તેડો સંગ; આભૂષણ ઓપાવો અંગ;
જાગ, દાન, માહારુદ્ર કીજીયે; મનુષાદેહ લાહો લીજીયે. ૧૦૯
સુણ્યાં વચન કંથ કેરાં ઘણાં, પ્રલે થયાં તન નારી તણાં.
ફોકટ દિન ખોહી આવીયો, નથી દામ ખોટો લાવીયો. ૧૧૦
રતન રતન જંખે છે કંથ, થયો ઘેહેલો આવંતે પંથ,
ધનધન કરતે જીવ જ જશે, હાણ હાંસે કરતાંમાં હશે. ૧૧૧
નારી કહે સુખે નિદ્રા કરો, જર તણી જંખના પરહરો;
ફૂલ ટલકે, કે જાયે પ્રાણ, લોકહસારત, ઘરમાં હાણ. ૧૧૨
ઘર પામા તો ઘણુંયે ધન, એમ કરીને વાલો મન. ૧૧૩

---

૧૦૮-૧ કરો૦-પા. પરણાવીયે બાળક બહુ પેર, સેવક ઝાઝા રાખીયે ઘેર.
૧૦૮-૨ અને ૧૦૯-૧ ને બદલે પા. માં આ પંક્તિઓ છે:-
સતોષીો તમારી સક્ષી, બેસીને હીંડો પાલક્ષી,
દુખ વેઠો છો તે સા માટ? હીંચો તમો હીંચોલા ખાટ.
જાચીક તેડી આપો દાંમ; ચાવ્યો બીડાં ફોફળ પાંન.
૧૦૯ કે આભુષણ. ૧૧૨ લોક૦ પા. માટે હેડે રાખો શાણ. ૧૧૩ ને બદલે પા. નો વધારો-
કુશળ આવા તો તો ધન છે ઘણું, એમ મન વાલો પોતા તણું
મહારાજ આવ્યા તો ઘણુંયે ધન, એમ કરીને વાલો મંન.
ઝાઝી સી દેવું તમને સીખ, નથી ગઈ આપણની ભીખ,
મક્ષીરૂં કણીકના રોટલા, તે તો ધન તણા પોટલા
પુત્ર તણા છે જે જોડલા એ તો હાથી ને ઘોડલા.
કાંતુ કાંત ને રલરૂ દાંમ, રીધ આપણને ઠામેઠામ
આપણા જાહારે પેટજ ભરાં, એટલે જો માહા ઉદ્ર જ કરાં.
સૂતા પાટલે પાંમુ સક્ષી, લાખ વરાં બેઠી પાલખી.
કર ચાંદલો હું લેલાટ, એટલે બેઠાં હીંચોલે ખાટ.
માગી લાવો બુધ બદામ, એટલે જમાડુ બાધૂં ગામ
તમો કુસલા આવા છો ઘેર, ઇંદ્રાસન બાંધું માહારે ઘેર.
ધનધન જપતા રોટો રે ધણી! લવરી કરની લખમી તણી.

## દુહો.

વાત સૂણી વિનતા તણી વદે વિપ્ર અપાર:
સોની સાથે મેં મોકલાં રતન અમુલક ચાર. ૧૧૪
કેહે ઘેહેલો વનિતા! મુને, વિપરિત બોલે વાણ:
જુઠું જે બોલૂં અમો તો ઈશ્વરની આણ. ૧૧૫
કામની કહેઃ સુણ કંથજી! આપ્યા ચાર જ હૂન,
તરત તે દહાડે ખરચીયા તેહનાં આણી તૂણ. ૧૧૬

## ચોપૈ

માહા ચિંતામાં રાત જ ગઈ, પ્રાત સમેની વેલા થઈ;
ગયો વિપ્ર સોનીને ઘેર કેહે પોતાની વીતક પેર: ૧૧૭
શાબાશ અકલ રૂડી તાહરી, તેં ચિંતા જાણી માહરી;
રતન ચાર તેં ઘેર રાખીયાં, સ્ત્રી જાણી નથી આપીયાં. ૧૧૮
લાવો રતન વીરા! મુજ આજ, કરીયે રૂડાં ઘરનાં કાજ. ૧૧૯

---

૧૧૪ કે. વીનતા તણી. વીપ્ર. ૧૧૫ કે વપરીત. વાણ આ કડીને બદલે પા. માં આ પંક્તિઓ છેઃ–

કોડ દસુંદી કાંમનાં અધીક હીમ અમુલ્ય.
માણક મણી મુરજાદમાં ચીંતામણી સમ તુલ્ય.
રાજપુત્ર બણાવીયો, દયણા આપી હાથ,
હું તો તાહરાં રહી ગયો, રૂપાં સોનીને સાથ
૧૧૬ કે આપાં છે ચાર જ; તે તરત. ૧૧૭ કે. ચીંતામાં ૧૧૮ કે. ચીતા
૧૧૮ પછી પા. માં નીચેની પંક્તિ વધારે છે.–
નાખ્યો વીનતાનો વીસવાસ, પ્રીત જાણી રાખ્યાં છે પાસ,
ભૂક્ષાં જાણી આપાં છે હુન, ખાધી બાલકે તેણુની તુંણ.
૧૧૮ આ કડી પછી શુ. માં આ કડી વધુ છેઃ–
હસે સોની, ને બ્રાહ્મણ રૂએ, તેહ અનુચર દૃષ્ટ જુવે
દશ વિશેક સોમટ ધાઈઆ, સહુ સાથ જોવા આવીયા.

## દુહો

કહે સોની મેં આપીયાં તાહરી સ્રીને હાથ,
પડ ગલે કો પારેખને, નહી ચાલે મુજ સાથ ૧૨૦
પાંચ પરમાણિક દેખતા જીવતી હાથે જેહ,
પોહોર દિવસ હતો પાછલો તે વેલાં આપ્યાં તેહ ૧૨૧
ધરમ સાક્ષી ઈવાં રામ છે, રાજ ભોજનું રાજ,
બીજી વાર ગયે પડે, તે નહીં આવે કાજ ૧૨૨

## ચોપૈ

માહોમાંહે રાડ જ થઈ, ખબર રાજદ્વારે ગઈ,
બ્રાહ્મણ, બ્રાહ્મણી ને સોનાર ગયા સમીપે રાજદ્વાર ૧૨૩
ભૂપત પરથમ પૂછો બ્રહ્મ, ન કહી શકુ હું આપે કરમ
પછે બ્રાહ્મણી પૂછી વાત, મેહેલો કાન ઉપરે હાથ ૧૨૪
પૂછુ સોનીને તે રૂપ આપ્યાં કેહે, નામુકરી જાય
રાજાજી! બ્રાહ્મણનું ધન, નવ રાખે કોઈ દુર્જન ૧૨૫
બ્રાહ્મણધનનો જે ભોગીયો, દશ અવતાર સુધી રોગીયો,
આવતા તેંત નથી ભાળીયાં, તરત એ નારી(ને) આલીયા ૧૨૬
અગન માહે કમ હાથ ઘાલીયે? વિપ્રજર તો નવ ઝાલીયે
રાજા કેહે સાંભળ રે ભાઈ! એ વાતના કોઈ લાવ ધવાઈ ૧૨૭
તો તો તું સાચો જાણીયે પચ કહે તે પરમાણીયે
સોની કેહે સાભલ મહારાજ! સાચુ બોનૂ છૂ એ આજ ૧૨૮

---

૧૨૦ જુઓ પરિશિષ્ઠ ૧-૬ ૧૨૫ આપ્યાં૦ શુ આપ્યા કે તુ ના મુકરી જા
૧૨૫ જુઓ પરિશિષ્ટ ૧ ૭ ૧૨૬-પા મા આ કડી નથી
૧૨૭ હાથ-પા કર વિષ૦ પા ભ્રમસ્ત કમ હાથે ઝાલીપે ધવાઈ શુ ગુહાઈ (ગવાહી) ૧૨૭ ૨ અને ૧૨૮-૧ ને બદલે પા મા નીચેની કડી છે —
રાજા કેહે કહું એ સત, નીરમલ દીસે છે તુજ મત્ત

નથી કરૂં મેં કાચું કામ, લીધાં પંચ જણાનાં નામ.
તેડાવ્યા પેલા જણ ચાર, કૂડી વાતની સાખ દેનાર. ૧૨૯

### દુહો

પંચ પરમાણિક બોલીયાઃ સાંભળ સત સુજાણઃ
ચાર વસ્ત સોંપી, સોનીયે, દીઠું દષ્ટ પ્રમાણ. ૧૩૦
રાજાને તો સાન નહી, કાને સાંભળી વાત;
વિપ્ર તેહ જૂઠો ઠરો, ખરી સોનીની ખાત. ૧૩૧

### ચોપૈ

બીજો હોય તો શૂળી દીજીયે, વિપ્ર જાતને શું કીજીયે ?
એણે કરૂં જો એવું કામ, તજાવો આપણું ગામ. ૧૩૨

એમ કહી ગયા ઘર માંહે, નરનારી ઝાલ્યાં બે બાંહે;
નગરથી બાહારે નિસરે, જૂઠાં જૂઠાં સહુકો કરે. ૧૩૩
શાખી સાથે સોની જોડ, હીંડે મનથી મોડામોડ.
ગામભાગળે ટીંબો એક, એવ્દ જાતનો વડો વિવેક. ૧૩૪

---

એ વાતની દે કો સાક્ષ, તો તો માનું તેહેની ભાક્ષ;
એ વાતે શુદ્ધા(ઈ) કો વદે, તો તો સાચુ માટે કરે.
૧૨૮–૨ કે. માં નથી, પા. માં છે; અને સંદર્ભ માટે તેની જરૂર પણ છે.
૧૨૯–૧ પછી પા. માં નીચેની પંક્તિ છઃ–
તે દેખતાં આધા અમો, પુછી સો મહારાજ તમો;
૧૨૯–૨ પેલા૦ પા. સાક્ષી દેનાર; કૂડી૦ લોભી જે કો લાંચ લેનાર. વધારા માટે જુઓ પરિશિષ્ટ ૨–૮ ૧૩૦ પાચ૦–પા –
પાંચ જણ બોલા પછે, સાભલ રાયે સુજાણ;
રતન ચાર ગણી આપીયા, દીઠા દૃષ્ટ પ્રમાણ.
૧૩૦ પછી પા. માં નીચેની કડી વધુ છે –
પાંચ વાર પંચે કહ્યું, સાચો સોની હોયે,
છમસ્ત જુંઠું સરવથી, તે રાયે નહી દોયે.
૧૩૧ આ કડી પા. માં નથી ૧૩૨–૧૪૩ પા. જુઓ પરિશિષ્ટ ૧–૯

વિપ્ર કરે ખેતી એક તાંહ, માલો ટીંબા પર તે માંહ;
જે કો લોક મોહો આગળ જાય, ભાઇઓ પાંક તે સુખે ખાય. ૧૩૫
આપવા ન ઉતરે જાહરે, પાડે બુમ આપે તાહરે.
માલે ચડો જારે મહીપતિ, ઉતરો તારે દરિદ્રી અતિ. ૧૩૬
તે ઠેકાણે બેસે ગોવાલ, વરણુ અઢાર તણા તે બાલ;
એક તે માંહે રાજા થાય, બીજા સહુ તેની પરજાય. ૧૩૭
બતરીસ લખણો બુધવંતો ગોપ, આગના કોયે ન કરે લોપ.
હસે સોની, ને બ્રાહ્મણ રૂપે, તેહ વનેચર દષ્ટે જુયે. ૧૩૮
દશ વિશેક સાંપ્રદ ધાઇયા, સહુકોને બાંહે સાહીયા;
ગોપ આગળ જઈ ઉભા કરા, હાથે ખેર સુતારા ધરા. ૧૩૯
જે કો જૂઠી બોલેં વાણ, મારી સુતારે લેશૂં પ્રાણ;
પૂછી હકીગત લીધો પાર, મન માંહે તે કરો વિચાર. ૧૪૦
સોની કહેઃ આપાં મેં કથી; કેહે બ્રાહ્મણી પોતાં નથી;
આપાં આપાં કહે લાંચીયા, ભોજે અમો કીધા સાચીયા. ૧૪૧
કેહે ગોપઃ જે સાચા થાય, તે મલપંતા મંદિર જાય,
જૂઠો જે પડે આ દિશ, મારી સુતારે ભાગૂં શીશ. ૧૪૨
કોહો વાત સાચી સાથમાં, આપો પંકજ નીલો હાથમાં;
જેણે જેહવાં દીઠાં હોય, તેહવાં ધરી લાવો ઘાં સોય. ૧૪૩

## દુહો

એક એક કેડે દશ જણા, ઝાલા લાઠા હાથ,
કોહોને કો નવ કહી શકે, સન્મુખ કો નહીં સાથ. ૧૪૪
એક બ્રાહ્મણ, બીજી બ્રાહ્મણી, ત્રીજે સોની જાણ,
ચારે પેલા શાખીઆ, જાણ્યું લેશે પ્રાણ. ૧૪૫

---

૧૪૪ થી ૧૪૭ ને બદલે પા. માં ૭ કડીઓ છે, જો કે ભાવાર્થમાં બહુ ફેર નથી, પણ શબ્દોની પાડફેરી તદ્દન જુદી જ છે. કોઈ છાપેલી કે પા. સિવાયની બીજી પ્રાપ્ત હસ્તલિખિત પ્રતિ સાથે મળતી નથી. જુઓ પરિશિષ્ટ ૧-૧૦

ચારે શાખી જૂજૂઆ મનમાં પામ્યા કષ્ટઃ
કેહેવાં રતન કરી આપશું, નથી દીઠાં જે દષ્ટ. ૧૪૬
કોણે ઘડો, કોણે શ(શં)ખ્યો, કોણે કુલડ કીધ;
તરફડતાં સહુ ધ્રુજતાં, પાપી ચંત દુઃખ દીધ. ૧૪૭

## ચોપૈ.

જેહના મનમાં જેહવાં અડાં, તેણે તેહવાં ઘાટે ઘડાં;
આણી આગલ ઉભા કરા, ચારે શાખી જૂઠા ઠરા. ૧૪૮
દીઠાં હશે તારે સહુ સાથ, જૂયાં ઈંધાણ ઘડાં કમ હાથ ?
નીચું જોઈ રહા તે ચાર, પ્રતિઉત્તર ન થયો તે ઠાર. ૧૪૯
વલતી ગોપે આજ્ઞા દીધ, બાંધીને ચોમેખા કીધ;
દીધો માર સુતારા તણો, ઘુંબાપાત કરે તે ઘણો. ૧૫૦
સાચૂં બોલા જણ તે ચાર, જારે નવ સહેવાણો મારઃ
પેટ અર્થે લાંચે લોભીયા, કરૂં કરમ, જુઠૂં બોલીયા. ૧૫૧
તારે તેહને છોડા સેર, પછી કરી સોનીની પેર–
ઉંધે મસ્તક ને ઉંચા પાય, ઉપર માર સુતારા ખાય. ૧૫૨
સોની સાચી બોલો વાણ, જાણું જે નિશ્ચય લે પ્રાણઃ
રાખ્યાં ઘેર કરી(ને) જતંન, ઘરમાં સાંતાં ચારે રતંન. ૧૫૩
તરત મંગાવ્યાં તે સાથમાં, આપ્યાં બ્રાહ્મણના હાથમાં.
નરનારી રલીયાત જ થયાં, રતન ચાર લેઈને ગયાં. ૧૫૪

## દુહો.

ગોપરાય કહે ગોપનેઃ જૂઠા એ પરચંડ;
શામ વદન કરી ફેરવો, એહને એહવો દંડ. ૧૫૫

---

૧૪૭ પાપી૦ શુ. 'આવી અંત દુખ દીધ,' જેનો કાંઈ અર્થ નથી થતો; છપાયલી પ્રતોમાં "આપી અંત૦" છે. ૧૪૮ જુઓ પરિશિષ્ટ ૧–૧૧. ૧૪૯ જુયાં–કે. માં 'જોજુયાં' છે. પણ તેથી માત્રા વધી જાય છે. ૧૫૨ પછી કરી–શુ. 'પછી પકડી'

ગોપ ઘણેરા ઉઠીયા, ઝાલાં બાંહે તે દિશ;
શામ વદન કરી ફેરવાં, ગામ ઉઘાડે શીશ. ૧૫૬
નગર માંહે લેઈ ગયા, ભોજમેહેલ છે જાંહ.

પ્રીછી પેર પ્રધાનને, કહી રાવલે તાંહ: ૧૫૭
ન્યાયો આપણો ચૂકવો, તેવે રાયે વરત;
રત્ન ચાર સોની તણાં, આપાં વિપ્રને તરત. ૧૫૮
રીઝ્યા એહવું સાંભલી, રાજા ને પરધાન;
છડી અસ્વારી નીસરા, દીધાં ગોપને માન. ૧૫૯
આસ્વાગત અદકી કરી, જે રાજાની રીત;
અનેક સમશા ચાતુરી, પુછી છે બહુ પ્રીત. ૧૬૦

ચોપૈ

પૂછા બીજા બહુ પરપંચ, પ્રતિ ઉત્તર આપા સહુ સંચ;
ઉઠો ભોજ ભડ માગી શીખ, ના'ણી ગોપે મનમાં બીક. ૧૬૧
વિખાણ કરે સહુ વિસ્મે થાય, એટલે તાંહાં તો પડી નિશાય;
ગોપે ધન હાંકૂં છે તાંય, સહુ કો આવ્યૂં નગર જ માંહ. ૧૬૨
લોકે જોયો નાહાનો બાલ, ન્યા(ય) ચૂકવો તે એ ગોવાલ.
તે રાજાયે તેડયો પાસ, બોલાવી લીધુ તે આસ. ૧૬૩

---

૧૫૫ થી ૧૫૭ ને બદલે પા. મા આમ છે –

ઉકું નાક સોની તણું, વરૂયો કીધો વાન,
લાચી જેકો લડીયા, કાપા તેહેના કાંન.
કાહાડી મેલા કુડા કરી, ધરી આણી તે ક્ષાત,
રાવ થઇ તે રાવલે વનેક વચ્ચેરે વાત.

૧૫૮ સેવે શુ ગોપ. ૧૫૮ થી ૧૬૨-૧ સુધીની પંક્તિઓને બદલે પા. માં આ એકજ કડી છે –

રાયે હૃદય વિચારીયું કાંઇ નહી કીધો કોપ;
દેવ રૂપ દીસે ઘણો ગુણસાગર એ ગોપ.

નહી અક્કલ, બુદ્ધિ કે સાન, વનચર રોઝ જેહેવું રાન,
રાજા–પ્રધાન જોયો ઉદવેશ, નહી અક્કલ એહમાં ઉપદેશ. ૧૬૪

## દુહો

વજર રાયે વિચારીયું, નહીં કાંઈ એહનૂં કામ,
આસન બેસે એ જહાં, તેહ અમુલક ઠામ ૧૬૫
રાજા લખ્ખણ આગલો, તેહવો છે પરધાન;
ઘડ હુતો જે ગોપનો, ખોદાવો રાજાન. ૧૬૬
માલો ઘાલો તો આજણે, તાહાં સુધી ખોદી ભોમ,
કાહાડ્ સિંહાસન કારમૂં, રવિમંડળ જેમ વોમ. ૧૬૭
જલ સુધી ભૂમી ખણી, અમુલક અપરપાર,
નિસરૂ તે રતને જડ્યુ, સિંહાસન શુભ સાર. ૧૬૮

### શ્લોક.

रत्नजडितसुवर्णस्य छत्रचामरसंयुतम् ।
द्वात्रिंशत् मनोहारी कनकपुत्तलीकासु च ॥

---

૧૬૩–૧ને બદલે પા. મા આ પાઠતઆ છ

નાહાનુ મોહોટુ નમનું રક રહીયત જે રાયે,
નર, નારી ને નરપતી ગોપને જોવા જાયે
રાઠીશડનો ઠીકરો, ધેહેરો તેહનું નામ,
વપુએ વસ્ત્ર સાજું નહી, પણ કીધુ ડાયુ કામ
ડાબા કરમા લાકડી હોહે ભરાણા ગાત્ર,
વાસલી વાહે વાટમાં નરપે પ્રાણી માત્ર

૧૬૩–૨ થી ૧૬૪ ને બદલે પા મા આ કડીઓ છે –

તેડો રાયે રાવજે, ઘણે હેત ગોવાલ,
વાત પુછી વીનોદની, આહે નહી કાયે માલ
ઘેલા કાહાડે તે ઘણા જગથી પેરે જોયે,
કહાય કોપ કોએ કરો તો રક થઈને રોયે

૧૬૪ થી ૧૬૮ માટે જુઓ પરિશિષ્ટ ૧–૧૨. શ્લોક પા મા નથી.

## ચોપૈ.

ઈંદ્રાસન થકી અવનવૂં, તત્ત્વ ત્રિભુવન કેરૂં હવૂં;
રવિ ઉદે હુવો હોયે જેમ, ઉદોતકાર દીઠૂં તે તમ. ૧૬૯
સુરલોક સિંહાસન જશૂં, આણૂં ભોજ સભામાં તશૂં;
સુરજકાંત મણિ છે જડિત્ર; પંચદંડ કરે શિર છત્ર. ૧૭૦
પંચ પરથાર સોના સુતલી, બત્રીસ પુઠિ પાવન પુતલી;
બત્રીસ ગજ ગોલા આકાર, હાયહાય પુતલી કોકાર. ૧૭૧
પદમનીયો દીસંતી વડી, સ્વયે વિધાતા હાથે ઘડી;
કોહોને કર વેણુ ને તાલ, કોહોના કરમાં જંત્ર રસાલ. ૧૭૨
વદન શરદ પુનમની જ્યોત, આણૂં તે આસન ઉદોત;
વસ્ત્ર શણગાર દીપદામની, નહીં ભૂતલ એવી ભામની. ૧૭૩

શોભા દીઠી આસન તણી, લાગી ખાંત રાજાને ઘણી;
તેડા વિપ્ર, જોશી, સિષ્ય; પુષ્યારકનું મુહુરત લીધ. ૧૭૪
રાજા ભોજ કરાવૂં ગામ, શુભ મંગલ છે ઠામેઠામ;
વાજે મરદંગ ઢોલ નિશાણ, જલહલ જોત ઉગ્યો છે ભાણ. ૧૭૫
મંગણને તો દીધાં માન, લીધાં લખ સવાયાં દાન;
પાનફુલ રાજા વહેંચશી, શુભ સિંહાસન પર બેસશી. ૧૭૬

---

૧૬૯ ઉદોતકાર-ઉદ્યોતકાર. ૧૭૦ કેરે-શુ. ફેરે. ૧૬૯ થી ૧૮૩-૧ ને બદલે પા. માં દોહાની ૧૯ કડીઓ છે, જેનો ભાવાર્થ ઉપરની પંક્તિઓના ભાવાર્થ કરતાં કાંઈ જૂદો નથી, પણ વિસ્તારપૂર્વક કેટલુંક વર્ણન છે, તે સમકૃતિભર્યું નથી, અને આગળ આવી બીજી વાર્તાઓમાં આ વર્ણનની પંક્તિઓ આવી જાય છે, આ વાર્તામાં અહીંથી તે અંત પર્યંતનો ભાગ પા. માં રાજ્યરચના અને વર્ણનછટામાં કે. તેમજ ધા. પ્રતિઓ અને છાપેલી પ્રતિઓથી તદ્દન જૂદો પડે છે, જો કે ભાવાર્થમાં ઝાઝો ફેર નથી. આવો વધારે ભારોભાર અને લગભગ આખુ વાર્તાના પાને ગેવડી નાંખે તેવો હોવાથી, કે જેનો ખ્યાલ પરિશિષ્ટ ૨ ના આપેલા ભાગોથી કંઈક આવશે, અહીંથી પાના માત્ર નવીનતાવાળા જ વધારા આપવા ઠીક ધાર્યાં છે.

જોવા મળી છે વરણુ અઢાર, ગુણુ ગંધર્વ બેહુ અપરંપાર;
પંડિત, જોશી, મંત્ર, મંત્રીશ, રાજકલી છતે છત્રીશ. ૧૭૭
વાજાં વાહે શુભ ચેહુંચાટ, જશ બોલે ભૂપતવત ભાટ,
ચારણુ લોક અનુરાઈ કરે, ભલો ભલો એહવું ઊચરે. ૧૭૮
સમુરત શુભ વેલા થઈ, ચિંતા મન તણી તો ગઈ.
શુભ ગંગોદક મજન કરૂં, ધાન ઇષ્ટ તણુ તો કરૂં, ૧૭૯
સમરૂં નારાયણનું નામ, આસન બેસવા ચાલી હામ.
પરથમ સિંહાસન શુભ કરૂં, અખત ચંદન કૂંકૂમ ધરૂં. ૧૮૦
વેદ–મંત્ર કરો અભિષેક, પૂજા પદ્ધત પાઠ અનેક;
અશ્વ, ગજ, રથ, ધેનુ ને ધન, સંતોષ્યા જાચીક બહુજન. ૧૮૧
પગ આસન મૂકે જેટલે, પુતલી એક બોલી તેટલે! ૧૮૨

## દુહો

અચરત પામો અતિ ઘણું ભોજરાય ભડભૂપ;
બોલી નંદા પુતળી, જેહનૂ શુભ સરૂપ. ૧૮૩
સરવ સભા વિસ્મે થઈ, અચરત દીઠૂં પ્રૌઢ,
કનક પુતલીયે કહી, થઈ રહ્યા દિગમૂઢ. ૧૮૪
પગ ખેંચી કર જોડીયો, ના કહી તે કુણુ કાજ?
કોહોનૂ આસન? કુણુ બેસશે? કોહો અમને આજ. ૧૮૫
નંદા નામ કેહે પુતલી' ભોજ! શુણો આ ઠામ,
સિંહાસન વિક્રમ તણૂ, જેહેનૂં દુ ખભંજણુ નામ. ૧૮૬

૧૮૩ થી ૧૮૫ ને બદલે પા. માં નીચેની પંક્તિઓ છે—
અચરત પામ્યા અધીપતી, સભા સરવ સમેત,
પાગ નમો પુતળી તણે, આણી અદકૂં હેત
સા માટે તેં ના કહી, સો દોષ એસૂ દુખ,
કોણુ બેસે એ આસને, સહેજે પમાડે સુખ

ઈંદ્ર થકી ઉતપત્ત હવો, શરપૂર મહાધીર,
હરસિંધ હજુરી જેહને, જીતો અજીત વીર. ૧૮૭
ચકવે રાજ તેણે કરૂં, શાકા ચાલો જેહ,
સહોદર પરનારનો, નારાયણશું નેહ. ૧૮૮
અહરણી અવની કરી, અહરનિશ અતિ આનંદ,
નરપત તારા નવખંડના, વિક્રમાર્ક તે ચંદ્ર. ૧૮૯
તે સરખો દાતા થશે, તે બેસે આ ઠામ,
બીજો સિંહાસન પૂજશે, નહી બેઠાનું કામ. ૧૯૦
ભોજ કહેઃ મેં માનીયું, રહું જોડી બે હાથ,
કહો વાત તે વીરની, સાચી તે મુજ સાથ. ૧૯૧

કહે નંદાઃ શુણુ રાયજી! પોહોચાડું તુજ આશ
આદ્ય વાત ઉતપત હવી, કહે કવિ સામલદાસ. ૧૯૨

દુહો

નંદા કહેઃ શુણુ નરપતિ ! (તાહરાં) પાંચે પાતિક જાય,
ઘેર બેઠાં ગંગા મલે, પૂર્ણ પાવન થાય. ૧૯૩
એહ ચરિત્ર જે સાંભલે મનમાં આણી ભાવ,
ટાઢીયો, ઉનો, ચોથીયો, સુપને નાવે તાવ. ] ૧૯૪

દુહો

કહે નંદાઃ સુણુ મહિપતિ! રાજા ભોજ! સુજાણુ,
પંચ પાપ પ્રલે કરે, સુણુતાં વિક્રમ–વાણુ. ૧

૧૮૬–૧૯૦ ને બદલે પા. માં ૧૩ પંક્તિઓ ઘણી ખરી જુદી જ શબ્દરચના વાળી છે. ૧૯૧ ને બદલે પા. માં વિક્રમ સંબંધી જાણવા યોગ્ય માહિતી સંબંધી અનેક પ્રશ્નો પૂછવાની ચોપાઇની ૩ કડીઓ છે. ૧૯૨–૯૪ ને બદલે પા. ના પાઠ માટે જુઓ પરિશિષ્ટ ૧–૧૩.

## ચોપાઈ

ઉજેણી નગરી અતિસાર, જેહવૂ ઈંદ્રાસન અપાર,
નવતેરી નગરીનૂ નામ, શીલવર્ત્ત સઊ બાધૂ ગામ. ૨
વર્ણ અઢાર વસે સઉ વાસ, વેદપાઠી પંડિત બહુ પાસ,
રાજકુલી છત્રીસે શૂર, રાજામાં ઈશ્વરનૂ નૂર. ૩
વાજે તાલ મૃદંગ ને વંશ, સઉ લોકમાં ધર્મનો અંશ;
નદી સિપ્રા ગગા સમાન, મસાણ ગાઢવૂં મોટૂ જાણુ. ૪

૧ થી ૧૧–૧ ને બદલે પા મા ૪૦ દોહા છે, તેમા ઉજેણીને મુક્તિપુરી કાશી જોડે સરખાવી છે, ઉજેણી અને તેના પ્રદેશનું વર્ણન છે અને ઉજેણીની વસ્તી, આબાદી આદિ વર્ણવી, વિક્રમના પરદુ ખભજન કાર્યનુ સૂચન કરેલું છે

૧ પછી કે મા આ પન્તિઓ વધારે છે –

માલવ દેશ સુખ મોટૂ કામ તીરથ ભોમ ઉજેણી ગામ
નદી ક્ષીપ્રા ગગા સમ તુલ્ય મોટુ ખેત્ર મુક્તિ સમ તુલ્ય

૨ શીલવર્ત કે ધરમવત ૨ ની પછી કે અને શુ મા આ પક્તિઓ છે

સાધ કરે સિદ્ધિ મહા માય છપન કોટ તણી જે રાય
માહાકાલેશ્વર જ્યોતિસ્વરૂપ ભગતવછલ જે ભારે ભૂપ
મુક્તિખેત્રમા મહિમા ઘણો અધિક પ્રતાપ ઉજેણી તણો
અખિલ પુન ગાદે અનૂપ વિક્રમસેન સરખો જાહા ભૂપ
સતવાદી વસે સહુ લોક નહીં કાહોને વ્યાધી ને શોક
સદાવ્રત આપે બોહો સતી પતિવ્રતા સેવે શુભ પતિ
બ્રાહ્મણ આદિ અઢારે વર્ણ હરિકથા સુણે નિત કરમ
તીરથ જાત્રા વ્રત આચરે આણુ નિત ધરમની કૂરે
હવણાં સક્ષેપે કહ્યું, વાણુ આગલ થાશે નગર વખાણ

૩ ફ્રા. વેદપાઠ, સુર, રૂપ કે નૂર, ફ્રા વસ, અસ ૪ સીપ્રા કે, ખીપ્રા, ફ્રા. મસાણ ધર્મનો–કે ઈશ્વરનો ૪–૧ થી ૪–૧ ને બદલે કે તથા શુ મા નીચેની પક્તિઓ છે –

ગગા સમાન ખીપ્રાનાં નીર સિદ્ધ વડ છે તેહની તીર
વસે સિદ્ધ ચોરાશી તાહા બાવન વીર તે ખેલે માહા
ગધરવું છે મોટ મશાણ, ભૂતાવળ સઘળીનુ રાણ,
ચોસઠ જોગણીઓ મહા મુખ્ય, અવર નહી એ સમતુલ
વસે વીર મોટો વેતાન ભૂત પ્રેત વતર મહા વ્યાવ

શિવપ્રસાદ કિધૂ પૂજન, યથેષ્ટપણુઈ પામ્યો ભોજન.
દૈખી લીધા શોક જ ગયો, જઈ ચઉટામાં વાસો રહ્યો. ૯૬
હર્ખે હઇડે ઉનટ હતુ, ઈંદ્રાસન બીજૂ અભિનવૂ,
બત્રીસ લક્ષણુ (વસે) સર્વે લોક, નહિ કોને વ્યાધિ કે શોક. ૯૭
સ્રીને ચપકવર્ણુ ચીર, સૌવર્ણ કુભે આણે નીર;
નગર ઉદ્યોત રવિનૂં તેજ, હરિહર ઉપર સહુને નેહૅજ. ૯૮
નહિ શોક ને તાપ વિશોક, નહિ વ્યાપે કોહૅને તિહા રોગ;
જિહા પુન્ય વર્તે અનુદિન, તિહાં ન લોપે એક વિધન. ૯૯
નગર વિષે તે વીતી રાત્ય, ઉગ્યો અરુણ હવો પરભાત
વિપ્રે સ્નાન ષટકર્મ જ કરૂ, આદ્યશક્તિનૂ ધ્યાન જ ધર્યૂ ૧૦૦
રાજા ધર્મી પાસે જાય, મહારાજ બેઠા વિક્રમરાય,
ધસી વિપ્ર સભામા ગયો, રાજા ઊઠી બેઠા થયો. ૧૦૧

---

૯૬ શિવપ્રસાદ૦–કે 'પરીબ્રમનુ, પા સીવ સકતીનુ પ્રીતે. યથે૦ કે ભાવતા કીધા 'ભોજન' પા જયા સકત–ગયો પા સમો જઈ૦–પા ગામડામ ગુહુંવેતો ગયો ૯૬ પછી પાઠમા વધારો–

સરગ લોક સરીખુ ગામ, તાહા દુષભુજણુ નરપચનુ નામ
પદ્દમની આકારે સહુ પ્રેમદા, જેજેકારે જ્યોષજ જદા
વસીષ્ટ સરખા સરવે રૂક્ષી, દેસ માહે નહી કો દુષી,
લકા ઘડ જેહેવા કનક કોટ, સાગર જ્યેહેવી ક્ષીમા ઓટ
રામરાજ્ય સરીગો તે સગ, ગુણવતી સી બીજી ગગ
માહાકાલેશ્વર પુજા દીસ, એટલે તાહા ક્રગમીઓ દીશ

૯૭ હર્ખે હઇડે કે નરખે નગર ઉનટ પા તેહનુ બીજૂ પા દીઠુ નહી કોને૦–કે 'દેખે તેમા શમાયો શોક' ૯૮–૨ અને ૯૯ ને બદલે કે મા આમ છે–

સહુ સેવા શિવજીની કરે, બાપે આણ ધરમની ફરે.

૯૯–૨ પાઠમા નથી વર્તે–પા વરતે છે ન પા કમ એક પા વ્યાધે ૧૦૦–૧ને બદલે કેમાં આમ છે–

સુધા ખટકરમ કોડે કર, ધ્યાન આદ શકિતનુ ધર

વિપ્ર જાણીને પૂજા કરી, ચરણરેણુકા મસ્તક ધરી.
કહોઃ કિહાંથી આવ્યા મહારાજ? તુમ સેવકને દેજ્યો કાજ. ૧૦૨
તાહરે વિપ્ર દે આશીષઃ જીવો રાજા કોડિ વરિષ.
પત્ર લખ્યુ તે દેખાડિયુ, રાજાને સુખ પોચાડિયું. ૧૦૩
આ લખનારનું છે કામ, કીધો (છે) વાયદો આણે ઠામ.
દીઠા અક્ષર પોતા તણા, વિક્રમસેન મન હર્ષ જ ઘણા. ૧૦૪
કાગળ શીષ ચઢાવ્યુ તર્ત, બેસણુ આપ્યું આસન વર્ત.
લખ્યા અક્ષર એ છે માહરા, પૂરૂં મનોરથ હું તાહરા. ૧૦૫

---

૧૦૧ રાજધર્મી પા. રાજ્યદ્વાર. પા. બેઠા છે. પાસે પા. સમીપે. ૧૦૧–૧ પછી પા.માં વધારોઃ–

નાચે અવછરા અપરંપાર, વાર સોભા વરણુ અઢાર.
સભા પંડિત બેઠા સેં સાત, વીથાંણુ કરે છે વેદ વાત.
સાધુ સતરસેં બેઠા ઠામ, નીમેષ નીમેષ જપે સી રામ.
અસત્ય વાત ન બોલે કોયે, મહા મોદ સહુકોને હોએ

૧૦૨ ચરણરેણુકા૦–કે. પા. 'ચરણામૃત પીધૂં સુખ ભરી.' દેજ્યો પા કોહો કાંઈ. ૧૦૨ પછી કે.માં આ પંક્તિ વધારે છેઃ–

કહો કાંઈ વીતક સુખ કે દુખ, ભાગે ઈશ્વર તાહારી ભુખ.

૧૦૩–૧ પછી કે. માં આ પંક્તિઓ વધારે છેઃ–

શત સંવત્સર આશીષ્ય હજો, જુગ જુગ જય જશ કીરત થજો;
મહારાજ નથી માગતો હું ગરથ, તાહરી સભામાં છે એક અરથ
આવો બોલના હું જેહને, દીઠ નવ મીલું તેહને
કાગલ આપવા એક છે કામ, કરો આ વાયદો એણે ઠામ.
દેખે સહુ સભા સાથમાં, કાગલ આપો રાજાના હાથમાં.

૧૦૩–૨ લખ્યુ–કે. પા. લખ્યો. દેખાડીયુ–કે પા. 'દેખાડીયો.' પોચાડિયૂં–કે પા. 'પમાડીયો.' ૧૦૪–૧–કે. માં નથી. છે પા. માં નથી. ૧૦૪–૧ પછી પા માં વધારોઃ–પોહોઈ કરી નથી બીજી પેર, તેડા છું તમારે ઘેર. ૧૦૪–૨ વિક્રમ૦–કે. 'રાજા આનંદ પામા ઘણા. ૧૦૫ 'ચઢાવ્યું' કે. પા. 'ચઢાવ્યો.' આપ્યૂં પા. માંડ્યું.

રહ્યા પરોણા તમ ઘેર અમો, આગતસ્વાગત કીધી તમો.
કહોઃ પુત્ર કુશળો છે ઘેર, તે સઘળી માંડી કહો પેર. ૧૦૬
બોલ્યો બ્રાહ્મણ, વિસ્મે થયો, શકે વિક્રમ મુજ ઘેર રહ્યો;
નથિ કરી સેવા રાયે તણી, એ મોટો ઉજ્જેણીધણી. ૧૦૭
એહવું વિચારી ઝાંખો થાય, તે તો સમજ્યો વિક્રમરાય.
સ્યું વિચારો છો તમે ઋષિ! તમ ઘરે થયા છૂ સુખી. ૧૦૮
સુખેથી તમ ઈહાં રહો, જે ઈચ્છા તે મુજને કહો,
રાખ્યો બ્રાહ્મણ દેઈ માન, અન્ન વસ્ત્ર, આભૂષણ પાન. ૧૦૯
રાજા નિત્ય બેસારે પાસ, વિપ્ર ભોગવે સુખવિલાસ.
દિન ચાલીસ ગયા છે વહી, વિપ્રે વાત વિક્રમને કહી. ૧૧૦

---

૧૦૫-૧ પછી પા મા વધારો.

સો મહીપત્ય ઉઠી તે મળ્યા, તાપ હતા તે સરવે ટળ્યા,
કહો બાળક કુશળો છે ઘેર, સુખસાગર પ્રગટો બહુ પેર

૧૦૬ આગત૦ કે 'આસ્વાગત કીધી છે તમો,' પા રૂડા રૂડી કીધી છે તમો ૧૦૬-૧ પછી કેમાં આ પંક્તિ વધારે છે-રદયા સાથે ભેટી મળ્યા, વીયોગ નવ સવત્સરના ટલ્યા ૧૦૬-૨ ક્ષ. કુશળ્યો ક્હો૦ પા કહો કુશલ કલ્યાણ તમારે ઘેર સઘળી-પા સુરણ ૧૦૭ ક્ષ. વિક્રમરાય ક્ષ માહા મોટો માહા પા મા નથી. ૧૦૭-૨ પછી કેમા આ પંક્તિ વધારે છે-'ફરે આણ બાધે જુતખડ, દે છે દેગી, જનને દડ,' પા મા વધારો. એ તો અવતવો હોયે ઈદ્ર, નવ લક્ષ તારામા જમ ચદ્ર ૧૦૮ તે તો૦ કે 'તે સમજ્યો સતવાદી રાય.' તો તુમે પા. રૂડા તમ૦-ક્ષ તમ ઘરે અમો થયા ૧૦૮ પછી પા માં વધારો-તમ આવ્યે અષ્ટમા સીધ આજ, મનવાછીત માગો જી આજ્ય. ૧૦૯ જે૦ કે પા 'ઇછા કામ સેવકને કહો' આભૂષણ-કે 'પ્રીતથી' પાન પા દાન ૧૧૦ રાજા પા પુરપત્ય વિપ્ર-કે 'રૂષિ' ૧૧૦ પછી કે ને પા મા આ વધારો છે-

અધીપત્યને તેડે એકાંત્ય, ભાગી મન તણી તો ભ્રાંત્ય,
વીવા કીધો છે કુંવર જ તણો, હરખ માહારા મનમા ઘણો

(કે મા પા ની ઉપરની બે લીટી નથી અને નીચેની તમો૦-એ પંક્તિ બદલે મહારાજ૦ એ પંક્તિ છે)

તમો દીધા તા કપરા સમ, તમહું પરણાવુ કમ?
મહારાજ! હું કાગળ લાવીઓ, કંકોતરી કાજે આવીઓ,

મહારાજ! મંદિર પધારો તમો, ચાર પદારથ પામું અમો.
રાજાઈ તેડયો પરધાન, પાસ બેસાડી દીધાં માન. ૧૧૧
સમજાવીને કહી તિહાં વાતઃ. જાઉ તમો બ્રાહ્મણને સાથ,
શૃંગારો નગરીનો વાસ, રગાવો તિહાં મેહલ આવાસ. ૧૧૨
તરિયા તોરણ બધાવો ઘેર, કરો સજાઈ રૂડી પેર,
અસખ્ય લેખે ખરચો દાંમ, કરો આપ જીમ ઘરમાં કામ. ૧૧૩
એક લક્ષ સુંદર અસવાર, દીધો હુકુમ, નવિ લાગી વાર.
આણ્યાં ખચર તિહા વેગે કરી, લાખ બેતાલી મહોરો ભરી. ૧૧૪
ડેરા તણુ પોતા તણા, સુખાસન ગજરથ બહુ ઘણા,
સદાવત કરો તે ગામ, ચોકી મૂકો ઠામો ઠામ. ૧૧૫

---

આવ્યો છું નોહોતરવા માટ, ઘર વનિતા જુએ છે વાટ
ઘટે તે ઉત્તર દીજીએ, મહ પથ અમો કીજીએ
(પા મા ઉપરની ધટે૦ ને બદલે આ પંક્તિઓ છે)
તમો રાવ ને હું છું રાંક, વિક્રમ રહે કાઢો મુજ વાંક,
હને થોડા રહ્યા છે દીન, મહારાજ આપ વિચારો મન,

દુહો

વીમ (મ)ને વિક્રમ કહે, માહારે છે હીત હોઇ,
હું માડલ જાતુ તાહરે, તો ગોહોગે મુજ કોઇ
(પા મા ઉપલી બે લીટીઓ નથી)
શેર ગ્હો હું તાહરે, રૂદે દીકાનું હેજ,
મુજ સ્ત્રી ભગની માહારી, પુન તે મુજ ભાણેજ
ઉપર કરતા પા મા નીચેની બે લીટીઓ વધુ છે–
દુહલી વનડાતુ દેવના, દોહોદલ વાહુ વાટ,
સદાવ્રત કર સામટા, તજ્ય હું મન ઉચાટ

૧૧૧ મંદિર–કે 'રાજ' ચાર પા પામ્ય રાજાઇ–કે 'પૃથવીપતે, પા પુરપતીયે પાસે બેસાડી પા. મહીપતીએ ૧૧૨ જાઉ કે 'જાઓ' પા જાયો ૧૧૨–પછી કે મા આ પંક્તિ વધારે છે–જેમ પરણે મુજ પેરનો પુત્ર, સવારી સોભા કરો તે સૂત્ર' ૧૧૩ મ્હેરો૦–કે 'વિવા કરો પ્રીતેથી પેર રૂડી પા. વીવા લેખે–કે પા. 'અલેખે' ૧૧૫ મૂકો પા મુકજો કા સદાવ્રત

વર શૃંગારો રૂડો ઘાટ, ધર્મ તણી ચલાવો વાટ.
લમે આડા દિન રહે આઠ, તાહેરે અમારી જો જો વાટિ. ૧૧૬
અમો તે નોહોતરે આવસ્યૂં, સૈન્ય સહિત ધન લાવસ્યૂં;
મેં કહ્યૂં તેહમાં ઊણપ હસ્યેં, ડંડ શીર તમારે ધરસ્યેં. ૧૧૭

એહેવી વાત શીખામણ દીધ, ચાલ્યો પ્રધાન કરીને સિદ્ધ.
સાથે બ્રાહ્મણ પધરાવિયો, હસ્તી ઉપર બેસારિયો. ૧૧૮
અચિરજ પામ્યો મનમાં બ્રહ્મ, જોજો માહેરૂં જાગ્યૂં કર્મ.
તે નગર જઈ ડેરા કરયા, નગર તણા લોક થરથરયા. ૧૧૯
તે નગરનો અધિપતિ જેહ, નમ્યા પ્રધાનને ચરણે તેહ;
ગયો વિપ્ર પોતાને ઘેર, સહુ આગળ કહી માંડી પેર. ૧૨૦
રાજા વિક્રમ ઇહાં આવસ્યેં, મેન્ય ઘણૂં સાથે લાવસ્યેં;
ઘરમાં ઘરણીને કહી વાત, હર્ખ્યાં સહુ સહોદર સાથ. ૧૨૧
રાજાઈ જે વચન જ કરયૂં, તે પરધાને શિરપર ધરયૂં. ૧૨૨

---

૧૧૬ ધર્મ૦ પા ધરમ ધજ બાંધો તે વાટ. ૧૧૬–૧ ને બદલે કે. માં આ પંક્તિઓ છેઃ–

અનેક સોભા કર બીજી ઘણી, ધજ બધાવો ધરમ તણી;
પુન તણી ચલાવો વાટ, જસ [illegible]ખાણે ચારણ ને ભાટ.

૧૧૭ નોહોતરે કે. 'મોટવ'. ૧૧૯ અચિરજ–કે. 'અચરત.' મનમાં–કે. 'અદકું જાગ્યૂં–કે. 'ઉપડીયું,' પા ખોલ્યું નગર૦ પા. નગર નરપતી તે થરથરા. ૧૧૯–૨ અને ૧૨૦–૧ ને બદલે કે. માં આ કડી છે.–

પરધાન પ્રીતેથી પરવરા, વિપ્રગામ ઉતારા કરા,
વિપ્ર હાથે સોંપા બહુ ગરથ, ખરચો જેટલો હોયે અરથ.

૧૨૦–૨ ગયો૦–કે. 'હેત મીત પોતાને ઘેર.' સહુ૦ પા. સજન સહુને કહી તે પેર. ૧૨૧ ઘણૂં પા સકલ. સહોદર૦ પા. જાયેજાન્ય. ૧૨૧–૨ કે. માં નથી. ૧૨૧ પછી પા. નો વધારો:–દેવ સરખાં તે દરસંન થસે, પાતિક પંચ જનમનાં જસે.
૧૨૨ જ૦ પા. મંન્ય ધરૂં. શિર૦–પા. સરવે કરૂં.

દૂહા.

ધાર નગર શણગારિયૂ, તરિયાં તોરણ બાર.
ધજા બંધાવી ધર્મની, વરત્યો જે જેકાર. ૧૨૩
ગોખ રગાવ્યા જાલિયાં, મેડી ઠામોઠામ;
ગઢમઢ ચોક ને વાવડી, સણગાર્યૂ સઉ ગામ. ૧૨૪
પડો વજડાવ્યો પુર વિષે, લ્યો જોઈઇ (તે) ધન,
ગગન ઉચ્છવ સહુ કર્યો, જિમ વિવાહનો દિન. ૧૨૫
વિપ્રે નાત જ નુતરી, મસવાડો દિન એક;
ઢોલ ધમકા થઈ રહ્યા, શોભા પરમ વિશેષ. ૧૨૬
ગયવર ગાજે, હય હણહણે, વાજા વિધ ચોહોંવાટ;
કવિજન જસ બોલે ઘણા, વખાણે ચારણભાટ. ૧૨૭
આનંદ વ્યાપો અતિ ઘણો, ઈંદ્રાસન શોભાય.

લગન સમીપે આવિયૂ, મન વિચારે રાય. ૧૨૮

---

૧૨૩–૪ ધાર૦ પા ધવલ્વ ધરણ સ્વણગારીના, ઇંદ્રપુરી મત અદ, વરત્યો૦–પા સઘળી શોભા સહ જેજેકાર કે. જયજયકાર' ૧૨૩ પછી પા નો વધારો

નીસ્પાન ગાજે ને ગડગડે, રોશીત બાધી ભટ,
પુન્ય પરતાપ પુરણ કરી, દેવ પુરુપની વૃષ્ટ

૧૨૪ જાલિયા પા માલીયા. મેડી૦ પા મડપ રચીયો મુખ્ય ૧૨૪–૧ પછી પા નો વધારો–પુરહર પુરીવત પુર કરૂ, સોભા એ સમતુ'પ મઠ પા મડ વાવડી પા. ચાવડી ૧૨૫ ધન પા દામ જિમ૦–પા જિમ ઘર વિવાહન ૧૨૬ નુતરી કે 'નોહોતરી' મસવાડો૦–પા ધરમ કારપે ધન ૧૨૭ ગયવર૦ કે પા 'પ્રેમર ઘોડા હણહણે' વિધ૦–પા વિવિધ ચોહેચાટ વખાણે૦ કે ભણે બ્રામણ તુભ ભાટ' ૧૨૮ કીવો–કે. પા 'ઉસો' આવિયૂ કૃ. કે આવીયો. વિચારે–કે 'વિચારૂં ૧૨૮ પછી પા મા વધારો–

લક્ષા લેખ પોઠા કર, હેતે એની હામ,
જીવાડુ એ વીમને, તો વીક્રમ ગાહાર નામ.
વડાર એ વ્યાધને, લક્ષધા મુક્ત લોપ,
કોઈ વ્યાધાતા એ શું કરે, લેર લખ્યે તે હોય

વિક્રમ રાજા સજ થયો, વજડાવ્યાં નીશાણ;
સૈન્ય ઘણું સાથે લીઇ, ચાલ્યા ચતુરસુજાણ. ૧૨૯

છપ્પય.

પંચ લક્ષ માહા ગજ, ધજ નિશાન ફરૂકે,
કચ્છિ, મુલતાનિ, સાલ, જીન કેકાણ જરૂકે;
દેઇ દદામેં થાકિ, ધાઉ દુંદુભી ધમકારે,
સેનઘટા ઘનઘોર, સોરસુ નાદ નગારે;
હેંદલ પેદલ શૂર, પુરે ચઢ્યા રઢિયાળા,
ગરદેં છાયો સૂર, ભડ ભરપૂર ભાલાલા,
અંગ સજ્યા શૃગાર સાર હથીઆર અનોપમ,
સુરરાય જમ ઇંદ્ર સાડીં આકાશ જ ઉપમ;
પાંચ સહસ્ર પરધાન, માનભર પંડિત સાથે,
કવિજન જશ શુભ ગાય, દાન દેતો ઘણે હાથે;
વિપ્ર કાજ વિક્રમ ચઢ્યો, શોભા વિમલ સબલ લહો,
કામ કર્યાં કહિં પરતણાં, કવિ સામલ તે સુખ રહ્યો. ૧૩૦

---

જાણ્યા ગ્રહ કમ પીડસે, કમ મરશે એ બાલ,
પરપચ રચુ પ્રાક્રમ થકી, ચુકવું ચોટ એ કાલ

પા માં ૧૨૮-૧ ને બદલે ચોપાઇની એક પક્તિ આવા શબ્દાર્થવાળી છે ૧૨૮ ની કડી કે મા નથી ૧૨૯-૨ પા. માં નથી ૧૩૦ 'પચ લક્ષ' કે. 'સવા લક્ષ' પા બેતાલીસ. 'માહા'-કે. 'શુભ' 'સાલ' કે પા. 'શાણ'. 'થાકિ'-કે પા 'ઘાયો, ઘાયો' સોરસુ નાદ૦ ફા. સુરસુન ભેદ-, કે. 'ઠારથી નાદ નગારે' પા મા ૪થી પક્તિ પછી આ બે લીટી વધારે છે-

જમ આરણુવ પુર પરઠયો, આસાઢો મેહે ચડો
સામલ કેહે એ વીવીધે, વીપ્રકાજ વિક્રમ ચડો

પુરે૦-કે પા. પૂર ચઢે જમ અરાડી ગરદે૦-જેમ આસાઢો મેહ, એહ છાહો રવિ પા. જમ સારદુલ પર સહી, જમ પરદલ પરાડી. અગ૦ પા. મા નથી. ૮થી ૧૨ને બદલે પા. મા આમ છે-

જમ વત્રાસુર પર ઇંદ્ર, ચંદ્ર રાહુપર રૂઠો
જમ મેર પર મેહ, વાસવ હુકમથી વુઠો

## ચોપાઈ

સૈન્ય સહિત રાજા વિસ્તર્યો, વિપ્રગામ આવી ઊતર્યો;
સાહમા ડેરા આવી મળ્યા, વ્યાધિ સંકટ સહુ(કો)ના ટળ્યા. ૧૩૧

રાજાઈ એક મત્ત આચરી, વજ્રમેં લોહની કોઠી કરી,
દસ ગજ ઉંચી, દસ ગજ સમી, દસ ગજ પોહોળી મનસ્યું ગમી. ૧૩૨
પવન પ્રવેશ માંહે નવિ કરે, જિવજંતુ તિહાં નવિ સંચરે,
એહવી લોહમે તે કોટડી, પુંઠે વજ્રપટે તિહાં જડી. ૧૩૩
ચિત્રામણ તિહાં કર્યાં અનૂપ, ખર્ચે દામ ઘણેરા ભૂપ.
સોનેરી કામે બહુ અડી, માંહિ મુક્તાફલ હીરે જડી. ૧૩૪
બાંધ્યા ચદ્રુઆ ગૌ પાસ, કીધા ઝગમગ લીલવિલાસ.
ઉચ્છવ મંગળ વર્તે ઘણો, દિન આવ્યો તે લગનજ તણો. ૧૩૫

---

અદ્ભુર ધગ્ગ વાતે ધરો, આપ જીવ ઉપર અરો
સામળ કહે સુપ કારણે, વીમ કાજ વીક્રમ ચરો.

ફા. (આ) સાડી. સુરરાય૦–કે 'સુરરાય અતિ ઇંદ્ર, ચદ્ર પુરણ પુર પુનમ 'માનભર–કે 'સાત સહસ્ર' દાન૦ 'યાય હરિ ચરચા વાતે,' શોભા૦–કે 'લખ વરા શોભા લ' કામ૦–કે કોડ કામ કૌતગ કરા સામળ સક્ષેપે કહ્યું' ૧૩૧ આવી૦–કે, 'જાઇ ડેરા મરા' સાદમા૦–કે સીમાડા રાજા સહુ મળ્યા, તાપ સહુ લેફોના ટલા' ૧૩૧ ને અન્તે પા માં આમ છે–

વીમ ગામ ઉતારો કીધ, નવ નીધ, અષ્ટમા સીધ બહુ દીધ
સીમાડા રાજા જે જન, હુકમ હુકમ દસે જે દસ દન
નરદ્રા નરપત્ય લક્ષધા લોક, રહીયત સહુનો સમીયો સોક

૧૩૨ વજ્રમેં૦–કે 'પા વજ્ર લોહની પેઠી કરી' મનસ્યું પા. સહુને ૧૩૩ પુંઠે૦ કે 'પુંઠે વજ્રને પટે જડી' ફા પુઠે વાજ્રમેં તિહા ઘડી તિહા૦ કીડી કમ મરે ૧૩૪ સોનેરી૦–કે 'મીનાકારીના કામ જ અડા, રતન અમુલક હીરે જડા' પા અડા. જડા કીધા૦–પા કીધુ લાવેક લીલ વીલાસ ૧૩૪–૧ પછી પા મા વધારો –

તે પુઠવ કરા બહુ કોટ, દસ દસ ગજ ઉંચા રે ઓટ
એહવી વપરીત કીધી વાત, કરા કોટ સીરોમણી સાત
એક એક કોટે એક જ લાખ મુકા રાયે તે તો સાખ

ભોજ(ન) કરે તે બાપ્યું ગામ, વાજે માદલ ઠામોઠામ.
વિક્રમરાયે માંડ્યો જંગ, વાધ્યો હર્ષ, થયો છે રંગ. ૧૩૬
સાત ગાઉ ફરતા રખવાલ, જેહને કર આયુધ મહાકાલ.
પશુ, પંખી ને માનવ જેહ, પુરમાં આવી ન શકે તેહ. ૧૩૭
ઠામ ઠામ મૂકયા પ્રતિહાર, રાત્યદિવસ ચોકી કરનાર.
કેટલા રણમાં, કેટલા વાટ, મૂકયા રખવાલા ચોઘાટ. ૧૩૮
ધડમંદિર દરવાજા જિહા, મૂકયા બલી જ મોટા તિહાં,
ડગલે ડગલે જોધા અતિ, રહ્યા શૂર સહુ સેનાપતિ. ૧૩૯
વિક્રમવચન તેથી નવ્ય ફરે, કહ્યા હુકમથી અધિકા ધરે.
બીજો કો નવિ જાણે મર્મ, લખ્યૂ જેહ વિધાતા કર્મ. ૧૪૦
જાણે વિક્રમ એક રાજન, કરે પેર સમજીને મન.
ઈમ કરતાં વરઘોડો ચઢ્યો, નિશાને નવધા ઉપજ્યો. ૧૪૧
સાબેલા જિહા વિક્રમ રાય, તિહાં વખાણૂ શી શોભાય?
રિદ્ધ સિદ્ધની ઉણુમ કશી, સુરરાયની વાડી જશી ૧૪૨

---

૧૩૭ સાત ગાઉ કે૰ પા સતગાઉપે પા કે માનવ માનવી ૧૩૮ મૂકયા૰– પા તરવરીઆ જોધ ૧૩૮–૧ ના પહેલા પાદ પછી પા મા નીચેનો વધારો છે–દીધી શિક્ષા અતિ પ્રબોધ વાટ પા બાહાર મૂકયા૰ કે રખપતિ બહુ ઘાટ ઘાટ, પા સુકી ચોકી ઘાટઘાટ, કોહો પેસી ન શકે વાટ ૧૩૯ ધડ મદિર કે ગઢપોલ. ૧૩'–૪૦ ને બદલે પા ના વધારા માટે જુઓ પરિશિષ્ટ ૨–૬ ૧૪૧ ચઢયો પા ચડે નિશાને૰–પા નીસાણુ ગાજે ને ગડગડે ૧૪૨ પા સાજેયો તિહાં૰–કે બીજી શી શોભા કહેવાય' પા તેહની કમ–ન્યૂ. ઉણુમ્ય સુરરાયની૰– કે 'જેહ વાત નરપત મન વશી,' પા માહા લક્ષ્મી જાહા વાસે વસી ૧૪૨ પછી પા નો વધારો

નગરલોક હરખે છે સહુ, તેહમા લોક બોલે છે બહુ
કો કહે રાજાને હાથે રતન, કો કેહે વાસવ એહ વતન,
કો કેહે એ કમ છાજસે, કો કેહે ગુણ આજે ગાજસે.
કો કહે કાંયક વીવન જ થશે, કીડી મુખ કોહોડુ કમ હસે,
કોહોને હરખ, કોહોને સોક, પેર પેર બોલે છે લોક

જિ વારે વર તોરણુ ગયો, સાસુજીને હર્ષ જ થયો;
પુંખ્યો તિહાં નિરાંત જ કરી, બેસી માહરે કન્યા વરી. ૧૪૩
ઉલટ ભરે તિહાં વીતી રાત, રવિ ઉગ્યો ને થયો પ્રભાતિ:
વિપ્ર વેદિયા મલિયા બહુ, આશીર્વાદ વદે તિહાં સહુ. ૧૪૪

દૂહા

સહુ સાજનરાં બોલિયો, પોતે વિક્રમરાય:
લોહ કોઠી છે વનમે, ચોરી રચો તે માંહે. ૧૪૫
કનકથાંભા ચોરી રચી, લોહકોઠીએ સાર.
મતપુરય કીધ જાગતો, ઉપર ઘૃતની ધાર. ૧૪૬
વરકન્યા માંહે બે જણાં, તેહનાં માત ને તાત.
એક વિપ્ર માંહે વળી, કીધા જ્યોત વિખ્યાત. ૧૪૭
ગઢ લોહનો દસ ગજ, પેસવાની નહી વાટિ;
પ્રવેશ નહી જિહાં પવનનો, એહવો તેહનો ઘાટ. ૧૪૮
તરવરી જોધ પાછલ રહ્યા, સત અશ્વા રાણોરાણુ.
ધરી ખડ્ગ દ્વારે રહ્યો, વિક્રમ વીર સુજાણુ. ૧૪૯
કર્યું ધ્યાન વેતાલનૂ, ખડ્ગ કાઢતુ (છિ) હાથ;
બેઠો વિક્રમ બારણે, સમરી હરસિદ્ધિ માત. ૧૫૦

---

૧૪૩ જિ વારે પા. તારીને હર્ષ–કે પા. 'ઉલટ' પુંખ્યો૦ કે પા. પોંકણુ કુળની રીતે કરી પોખણુ પા. પોતાના ૧૪૫ રચો ફ્રા કે. રચે ૧૪૫ પછી પા મા વધારે —

ભુત પ્રેત વંતર વીધી, જક્ષ કીંનર મ્હેવાયે,
ડાકણ, સાખણ, સીકોતરી, દષ્ટ તેહની નવ થાયે

૧૪૬ થાભા પા. ખ્વશ લોહ૦ પા. સરખી સોભા સાર કિધ ફ્રા કે 'જોતે' ફ્રા 'હરે' ઘૃતની ફ્રા. 'ધનની' ૧૪૭ વળી–કે પા. વેદીએ કીધા૦ કે સોભા વિવિધ વિખ્યાત,' પા વેદ ભણે વીખ્યાત ૧૪૮ પેસવાની નહી–કે. પા. 'પેસવા વસમી' ૧૪૯ સત અશ્વા પા. સત ગાઢ કે 'રણ વણ' ૧૫૦ પા. ધર બારીએ

પહેલું મંગળ વરતિયું, બીજું ત્રીજું હોય;
લખ્યું છે જે કર્મમાં, (તે) મિટાવે નહી કોય. ૧૫૧
ચોથું મંગળ વરતિયું, જોયો વિધાતા' લાગ.
ચંદુયે ચિત્રામણિ, આલેખ્યો'તો વાઘ, ૧૫૨
થયો જીવતો દુરમતિ, ધસીને દે દોટિ,
વર ઉપર ત્રુટિ પડ્યો, કરી કારમી ચોટિ. ૧૫૩
હાહાકાર સઘળે થયો, વિક્રમ આવ્યો શરણ.
વાઘ અલોપ જ થઈ રહ્યો, બ્રાહ્મણ પામ્યો મરણ. ૧૫૪
ચિત્રામણને સ્યૂં કરૂં? રાજાઈ ઘસિવા હાથ,
સુખ ફીટીને દુઃખ થયું, વરત્યો મહા ઉત્પાત. ૧૫૫
માતતાત મૂર્છા થયાં, પ્રગટયો મહા દુઃખ શોક;
વર્હ્યું અહારે વલવલે, ત્રાહ ત્રાહ કરે લોક. ૧૫૬
જેહેવો હર્ષ ઉછાહ હતો, જેહવો ફેલ્યો રંગ;
તે ફીટી ઉદ્વેગ થયો, સહુ હવો મન ભંગ. ૧૫૭

---

૧૫૧ કર્મમાં પા. લલાટમાં. મિટાવે૦ પા. ટાલી ન શકે કોયે. ૧૫૨ વરતિયૂં પા. વરતતે. ૧૫૩ થયો૦–કે. ત્રુટિ દોર તે પાટનો પડો અચાનક તેહ, બીનો બાળક તે થકી થરથર ધ્રુજે દેહ જાણૂં છે જે જીવતો— ૧૫૩–૧ ને બદલે પા. માં આમ છે.–

સારદુલ સેર નવ હાથનો, મોહડી જેહની મુંછ,
વીકરાલ દાઢ કરકડાવતો, સીર ઉપર છે પુંછ.
દોડો સંજીવન દુરમતી—

૧૫૩ પછી પા.નો વધારો:—

મગ કોરીને પેસીએ તો હે ન મેલે મરત.
જોતાં હસ રમી ગયો, તે વેલામાં તરત.

૧૫૪ બ્રાહ્મણ–પા. કે. 'વર' ૧૫૪ કરૂ–કે. કરે. ૧૫૫ વરત્યો૦–પા. સોકાતુર સહુ સાથ. ૧૫૬ મહા દુખ પા. સહુને. વલવલે–પા. વ્યાકુલ થઈ. કરે પા. કહે. ૧૫૭ ઉછાહ–કે 'ઉલટ.' તે ફીટી૦–'આદર ફીગી ઉદવસ થયું,' પા. સ્વેત સામ થઈ ગઉ, મનુસ્ય થયાં મન ભંગ.

પોહોર એક સહુ કળકળ્યું, જેહને જેહવી પ્રીત;
કહે સજન વેગે કરો: મનુષ્ય આચારની રીત્ય. ૧૫૮
અગનિદાધ દ્યો એહને, આણો હઇડે ધીર;
વિવિધ વાત સહુકો કરે, સાંખે વિક્રમ વીર. ૧૫૯

ચોપઈ.

કો કહે રે આવ્યું ધન, કિમ કરી છાજે એણે દિન?
કો કારમી વાતો કરે, રંકઘરે રતન કિમ રહે? ૧૬૦
જો આવર્યું ન પામતો ધન, તો નવિ મરતો એહનો તન.
બહુમુખી વાતો સાંભળી, વિક્રમરાય રહ્યો પરજળી. ૧૬૧
કાંઇક શોક મનથી છાંડિયો, શબ કોયે બાધવા માંડિયો;
શમશાનની સલીતાઈ લીજીઇ, દાધાંજલિ એહને દીજીઇ. ૧૬૨
ધિક ધિક છે માહરો અવતાર, ધિક રાજ એ રિધિ ભંડાર;
તે માટે એહને જીવતો કરૂં, નહી તો એ સાથે હું મરૂં. ૧૬૩

---

૧૫૮ કળકળ્યૂ–ક્રે કવકલ્યા,' પા કલપીયા સજન પા વીપ ૧૫૯ સાખે પા નરક્ષે આ પછીના વધારા માટે જુઓ પરિશિષ્ટ ૨–૭ ૧૬૦ કિમ૦–કે તો કમ જીવે એહનો તન' કો કારમી૦–કે 'હસ્તી ગ્રુવાવા બારણે, કુમર સુઓ એ તે કારણે' ૧૬૧–જો આવર્યુ–ક્રે અનરગલ' ૧૬૧–૧ પછી કે મા આ પંક્તિઓ વધારાની છે —

કો કહે બ્રાહ્મણ હારિયો, લિમ વિક્રમસેન મારીયો,
કીડી સુખમા કોહોલુ કમ માય,? તરણું તે મેરૂ કમ થાય?
એહવી કારમી વાતો કરે, રકને ઘેર રતન કમ રહે'

પા પુરપત્ય, ફા વિક્રમરાય ૧૬૧ દાધાંજલિ ફા દાધજ્વાળા કે 'દાધાંજલિ' પા માં ૧૬૨–૨ મી લીટી 'પરિશિષ્ટ ૨–૭'ના ઉતારામા આવેલી છે, અને પા માં આ સ્થલે તેને બદલે નીચેની લીટી છે વીક્રમસેને વીચારૂ મન, ત્યજું આપ નીદ્રા જલ અન ૧૬૨ ધિક૦–પા ધિક ધિક ધર સૂત્ર પરીવાર ૧૬૩–૧ ને બદલે પછી કે મા આ પંક્તિઓ છે –

રૂએ સકલ અઢારે વરણ, મૃતગ પુત્ર પડો છે ધરણ,
અધિપત દુખ પામ્યો ઘણું, ધિક ધિક છે જીવન આમ તણું
એહ લિમ આખૂટ મરે, હવે રાજ રાજ કમ કરે?

રાજાઇ જોડ્યા બે હાથ, માતતાત પ્રતે કહે વાતઃ
પુત્ર સુંપો મને રૂડી પરે, તમો રહો તમારે ઘરે. ૧૬૪
વચન પ્રમાણ માહરૂં કીજીઈ, હું કહું તે કરવા દીજીઈ.
તાહેરેવળતો બોલ્યો ઋષિઃ મહારાજ ! તમો સ્યૂંયાઓ દુઃખી ? ૧૬૫
અમો નિભાંગીનૂં સર્વસ્વ ગયૂં, જેહવૂં લખ્યૂં હતૂં તેવૂં થયૂં;
મોટા મહિપતિ છોજિ નરેશ, તમે પધારો તમારે દેશ. ૧૬૬
તમે દલિદ્ર માહરૂં ભાજિઉં, માહરે કર્મ નવિ છાજિયૂં.
બ્રાહ્મણ પ્રતે જોડિ પાણ, વિક્રમ રાજા બોલ્યો વાણઃ ૧૬૭

---

૧૬૩-૧ પછી પા માં નીચેનો વધારો છેઃ-

ધીક ધીક જીવત, ધીક એ રાજ્ય,હવે પ્રાણધરૂં કુણ કાજ્ય ?
પરદુખભંજણ નામ તે ગયું, હવે મૂજમાં સું દૈવત રહ્યું ?

૧૬૩-૨ કે કોટિ ઉપાયે જ્યાતો કરૂં, પા બાલકને સંજીવન કરૂં. ૧૬૩ પછી પા. મા વધારોઃ-

હીમત ન મૂકૂં ધારૂં હામ, કરે ઇશ્વર તો માહારૂં કામ.

૧૬૪ માત૦-કે. પા. 'બોલ્યો રાય સહોદર સાથ.' પુત્ર૦-આ પંક્તિ કે માં નથી ૧૬૫ સ્યૂં પા. કાંહાં પા. થાયો છો. ૧૬૫ પછી પા.નો વધારોઃ-

તેં તો દુખ માહારૂં ભાજીઉં, માહરે કરમે નવ છાજીઉં

૧૬૬ જેહવૂં૦-પા. તમથી થાએ તે રૂડું થયું સર્વસ્વ કે. સર્વસ્ત ૧૬૬-૧ પછી પા માં વધારોઃ-

તેં તો આપીની રૂડી જાગ, અમ અપરાધીનું અભાગ્ય,
તેં તો વાર્યો તો આડો આંક, પણ કરમ અમારા કેરો વાંક
માહારાજ છો મોટા દાતાર, એમ લખ્યું કરમે કીરતાર

૧૬૬ પછી પા. વધારોઃ-

રામ સરખુ ચલાવો રાજ, રાજા દુખ કરો એ તાજ.
પ્રાણ તજસું નર ને નાર, હવે અમો રહીસું નહી લગાર
સાચો પુત્ર તણો છે સોક, બીજૂં મેહેણું દેસે લોક

૧૬૭-૨ ને બદલે કે. માં આ પક્તિઓ છેઃ-

કરવા દો કુલાચારી પેર, તમો તમારે જાઓ ઘેરઃ
પૃથ્વિપત જોડીને પાણ, વીરજીત મુખ બોલે વાણ.

તમો તનના તજો ઉચાટ, વરસ એકની જુઓ વાટ.
પેટ ચીરી કસ્તુરી ભરી, મલવર્જિત શુદ્ધ કાયા કરી. ૧૬૮
કાઠપેટીમા રૂની જાળ, તે માહે પોઢાડ્યો બાળ.
દીધૂ તાળું જતને કરી, ઉપરિ વિક્રમ મોહર જ કરી. ૧૬૯
તેને બારણે અશોકવન, તિહા બાધી પેટી તે દિન
એક સહસ મુકયા રખવાલઃ સાચવો પેટી સહિત એ બાલ, ૧૭૦
એક વરસે જો નાવૂં અમ્યો, પેટી છોડી જોજો તમ્યો;
પછે હોય જે કુલનો ધર્મ, તમો તમારૂ કરજો કર્મ. ૧૭૧
પોતાના પડિત પ્રધાન, ઘેર બોલાવ્યા દેઈ માન-
રામરાજ તે ચલાવજ્યો, પ્રજાને સુખે પાલજ્યો. ૧૭૨
પોતે મનથી મેહૅલ્યો ગર્વ, બોલાવ્યા સહોદર સર્વ;
તે સહુને તો શીખ જ દીધ, મન માંહી સમરી હરસિદ્ધ ૧૭૩

દૂહા

ચરણે નમ્યો સહુ વિપ્રને, રાજા પનિયો પથ;
સાથે વીર વેતાળ છે, બીક નહિ કાંઈ ચત. ૧૭૪

---

૧૬૯ જ૦ પા. પોતાની ધરી ૧૭૦-૧ પા. મા ૧૭૨ પછી છે ૧૭૦ સહસ પા. લક્ષ સાચવો૦ કે. 'જેહને હાથ આયુધ મહાકાલ' ૧૭૨ રામ૦-કે. રાજ ચલાવો રામ જ તણુ, બીજુ તે શુ કહીએ ઘણુ ફા. રામસરીખુ રાજ્ય ચલાવયો ૧૭૨ પછી પા મા વધારો ૧૭૧-૧ મી લીટીનો છે, માત્ર 'પેટી'૦ ને બદલે 'મત્ર સજીવનનો લાવસુ' છે ૧૭૩-૨ અને ૧૭૪ મી કડી કે. મા નથી, પણ ક્રમ ચાલુ છે ૧૭૩ પછી પા. નો વધારો.-સદાનરત મ્રૂ તે ઠામ, ધરમ ધજા બાધી તે ગામ

૧૭૪ ચત ફા. ચિંત ૧૭૪-૨ ને બદલે પા મા -

એ અબદમા આવુ છું, બીક ન ધરસો ચત,
જીવાડું જીવ તાહેરો, મુરછા છે એની દેહ
સજીવન થસે સવત્સરે, જમ દુધ ઉકા મેહ

હરસીધ પરતાપથી થાશે પુરણ હામ, માહાકાનેશ્વર માહાદેવજી કરસે રૂડું કામ

૬

## ચોપાઈ

રાજા પૂરવપંથે જાઈ, જિહાં જાહ્નવી ગંગા માયઃ
કામ થશે તો દુર્ઘે મેહ, નહિ તર તિહાં જૈ પાડું દેહ. ૧૭૫
એહવૂ કહી ચાલ્યો રાજાન, હૈડે હરસિદ્ધિ કેરૂં ધ્યાન.
ફરતાંફરતાં દિન બહુ થયા, એક વનમાં (તિહાં) રાજા ગયા. ૧૭૬
ઉદરમાં કાલ–અગ્નિની ઝાળ, થયા ખરા મધ્યાહ્નજ કાળ;
એક વડ મોટો (છાયા) ગંભીર, તે તળેં બેઠો વિક્રમવીર. ૧૭૭
તિહાંથી નીકળ્યો વિષધર સાપ, તે વડ હેઠે મોટો રાફ;
તે રાજાઈ દીઠો દ્રષ્ટ, ત્યારે મનમાં પામ્યો કષ્ટ. ૧૭૮
વિક્રમ ચાલ્યો પથે આપ, તાહરે બોલ્યો વિષધર સાપઃ
ભાઈ! પંથી તૂં ઉભો રહિ, તાહરૂં સુખદુખ મુજને કહે. ૧૭૯
હું દુઃખ(ની વાત) કહેવા આવિયો, તાહરે તૂં પથે ચાલિયો.
સુણ્યૂ વચન તે સર્પજ તણું, રાજા અચિરજ પામ્યો ઘણૂ. ૧૮૦
રહ્યો ઉભો બે જોડી હાથઃ તાહરા દુઃખની કહેને વાત;
તાહરૂ દુઃખ તૂં કહેને સહુ, સાંભલવા ઇચ્છૂં છૂં હું. ૧૮૧

---

૧૭૬ એક વનમા કે 'અઘોર વનમા' ૧૭૭ ઉદરમા કાલ–કે. 'ઉષ્ણ કાલ'
૧૭૭–૧ પછી પા. મા વધારો –આલ્યુંયણ પાગ તરપાતુર તીર, કોમલ કાયા સુવ સરીર.
૧૭૮ પછી પા. મા વધારો એ વીષધર ડસે જો સાપ, પરહે માણ, તો પેસે પાપ

૧૭૮–૧ ને બદલે પા. મા આમ છે –

એમ કહી ચાલ્યો જેટલે, કૌતગ એક થયું તેટલે.
તે સરપને વાચા થઈ, વીક્રમ આગળ વાણી કહી

૧૭૯ પછી પા. મા વધારો –

ઈસ્વર આણ ડસુ નહીં અમો, સુને પાસ બેસાડી તમો

૧૮૦–૧ પછી કે. મા આ પંક્તિ વધારે છે –

'દુખ કહેવા આવ્યો છું આજ, નથી માહરે મનમાં કાંઇ લાજ'

૧૮૦–૧ પછી પા. માં વધારો –મેં તો કપરા બાંધ્યા પ્રેમ, માહારી પાસ ન બેસો કેમ ૧૮૧ સાંભલવા॰ પા. ઈશ્વર તારી બાગે ભુખ

તાહેરે બોલ્યા નાગ વચનઃ સાંભલ રે તું પંથીજન!
હીજે આવી બેસો તમ્યો, સત્ય સુકૂં જો ડસઈ અમ્યો. ૧૮૨
રાજા તો મન નિશ્ચે થઈ, બેઠો નાગ પાસે તિ(હાં) જઈ;
કહે નાગ માહારા કર્મભોગ, માહેરે દેહ વ્યાપ્યો છે રોગ. ૧૮૩
અગ્નિજ્વાળા ઉઠે અંગ, રહેવૂં ન ગમે કોહોને સંગ;
અન્ન ન ભાવે, ન ગમે નીર, રાત્યદિવસ મુજ દહે શરીર. ૧૮૪
નાવે નિદ્રા, નહિ મન સુખ, એહવૂં દેહ(માં) અગ્નિનૂં દુઃખ;
તે દુઃખ જાણે સાહસ ધીર, કાને સાંભળ્યો વિક્રમ વીર. ૧૮૫
સહુનાં દુઃખ ભાજે છે જેહ, સાચૂં કે જુઠૂં છે તેહ;
જો જાણો તો (સુખે) મુજને કહો, પછે જાઓ(પંથ) કે સુખે રહો. ૧૮૬

દુહા

વાત સુણી વિસ્મય થયો, પોતે વિક્રમરાય;
દુઃખ ભાંજ્યા વિણુ નાગનું, મારગ કિમ જવાય? ૧૮૭
કહે તુજને વિક્રમ મલે, કિમ થાશે દેહ સુખ?
તે વિસ્તારિ કહો મુને, દૂર પલાઈ દુઃખ. ૧૮૮
નાગ કહેઃ નથી જનગિયો, (કો) અવનીતલમાં આશ.
ભાજે દુઃખ જ માહરૂં, આપે ઉદરમાં વાસ. ૧૮૯

ચોપાઈ

રાજા બોલ્યોઃ કહે મુજ કામ, વિક્રમ તે તો માહરૂ નામ;
કામ હોઈ તે અમને કહો, સુખે તમ્યો આ આસન રહો. ૧૯૦

---

૧૮૨ ક્રૂ. ડસીઈ. ૧૮૨–૧૮૩ ૧ ને બદલે પા માં જાણે સાપ મનુષ્ય હોય તેમ વિક્રમ તેને સતતિ ન હોવાનું, વ્યાપારે ખોટ ગયાનું, આદિ દુખો પૂછે છે તેની ૭ લીટીઓ છે. ૧૮૪–૧ થી ૧૮૬ ને બદલે પા. નો વધારો, જુઓ પરિશિષ્ટ ૨–૮. ૧૮૩ કર્મે ક્રૂ. ક્રમ, કે. 'છે.' ૧૮૪ ગમે. કે. 'રાક' ૧૮૫ દુખ જાણે. કે 'દુખભંજણ.' ૧૮૫ પછી કે. માં આ પંક્તિ છેઃ–'દુખભંજણુ છે તેહનું નામ, કરે નિસદિશે પરકામ' ૧૮૮–૯ ને બદલે જુઓ પા. નો વધારો પરિશિષ્ટ–૨–૯. ૧૯૦ પા. માં આમ

રહ્યો વચન એવાં તે સુણી, વળતી નાગે વાણી ભણીઃ
સ્યૂં કહું તુજ આગળ કથી? હું વિક્રમ(ને) ઊલખતો નથી. ૧૯૧
પ્રગટ પારખૂં તેહનૂં એહ, ના અક્ષર નવ્ય બોલે તેહ;
વિક્રમ હોઈ તો પૂરે આશ, ઉદર મધ્યે મુજ આપે વાસ. ૧૯૨
નાગવચન સાંભલિ (રાય) રહ્યો, ઉલટ અધિકો મનમાં થયો.
વિક્રમ વિકાસ્યૂં પૂરૂં મુખઃ પેસ ભાઈ! જો થાઈ સુખ. ૧૯૩
તાહરે જો રૂડું ભાવસ્યે, દેહ એહ સ્યે કામ આવસ્યે?
હર્ખ્યો બે મન માંહિ આપ, વિક્રમ ઉદરમાં પેંઠો સાપ. ૧૯૪
અમૃતપોષિત રાયની દેહ, રહ્યો નાગ સુખ પામ્યો તેહ.

સર્પ તણો તો શોક જ ટળ્યો, પૂરવ પંથે રાજા પળ્યો. ૧૯૫

---

છે. દુઃખભંજણ દાતા તે અમો, જે ગમે તે માગો તમો. ૧૯૦–૧ વળતી૦ પા. વપરીત વાત ફરી મન ક્રી. ૧૯૧–સ્યું૦ ને બદલે કે. માં આ પંક્તિઓ છેઃ—

પરોપકામે સાંભલિ છ પેર, સવા લાખ હાથી છ ઘર,
તાહરે પાગે પગરખું નથી, કમ માનુ સાચૂં એ ક્થી.
મારે શું કરવું છે કાજ? મારે મન હું રૂડો રાજ.

૧૯૨–૧ પછી પા માં આમ છેઃ–

હકાર ઉપરે અદકું હેત, ના અક્ષર નવ ભણીયો નેત.
ઠીગ ઠાગ કરે છે ઠું, તે દલમાં જાણું છું હું.
માહારા મનની પુરે હામ, માહારે મન તે વિક્રમ નામ.

૧૯૨–૧ પછી કે માં આ પંક્તિઓ છે.–

બોહોતર કોડ, નવ નાડી ધણી, ગત જાણે છે દેહ જ તણી.

૧૯૨–૨ વિક્રમ હોઇ–કે. 'પુષ્પીપત.' આ પંક્તિ પછી કે. માં. નીચેની પંક્તિ છે.–

અમૃતનો કોઠો છે જાંહાં, રીઝીને રાખે તે માંહાં.

૧૯૩–૧ પછી કે. માં આ પંક્તિ છે —

પરકામે જો કાયા પડે, સહેજે સ્વરગનો મારગ જડે.

૧૯૪–૧ પછી પા માં વધારેઃ–

પંચ માઝુત, મળ સુતર માર, અસ્થીર ઉપર રોર અંકાર.

૧૯૪–૨ વિક્રમ. પા સીવંત ૧૯૪ પા દેવાંસીની અમૃત દેહ, કે. અમૃત પોષિ રાયની

દિન ઉપરિ દિન વહી ગયો, રાય ઉદરમાં રોગ જ થયો;
અગે વ્યાપી વ્યાધિ ઘણી, પામ્યો કષ્ટિ પૃથ્વીપતિ ઘણી. ૧૯૬
દેહમાં ચૈતન્ય સઘળાં ટલ્યાં, વાધ્યૂં ઉદર ને અન્ન જ ગલ્યા;
ગયૂં વાન, તેજ, રૂપ ને રંગ, ફરી ન શકે પોતે અંગ. ૧૯૭
ન પચે અન, ન ભાવે નીર, સત્ય ન ચૂકે સાહસ ધીર;
વેદના દુ:ખ શત વીંછી તણી, તેથી વ્યથા રાજાને ઘણી. ૧૯૮
તોયે રાજા પથે જાઈ, આવ્યા સદાવતી નગરી માહિ.
રાજા આવી ને તિહાં પડ્યો, થયો ઉદર ગોળા જેવડો. ૧૯૯
બાજાર વચ્ચે પોઢયો છે ધરણ, મીંચી નેત્ર હલાવે ચરણ.
નગરના વાસી મળિયા લોક, દેખી રાયને પામે શોક. ૨૦૦

તે નગરીનો કહીઇ ભૂપ, મહેન્દ્ર વછ તે શુભ રૂપ;
સદાવતીનૂ રાજ જ કરે, (પણ) તહીં આણ વિક્રમની ફરે. ૨૦૧
સેવક આવી કીધૂં જાણ, મહેન્દ્ર વછસ્યૂ બોલ્યો વાણ:
કો પંથી આવી ચૌટે અડ્યો, રોગ ઉદર ને દુ:ખે પડ્યો. ૨૦૨
અંગ બાધૂ તે પીળૂં થયૂં, ચેતન રગ દેહનૂ ગયૂ.
પડ્યો આવરદા પૂરો કરે, મુવો હશે કે હવડાં મરે. ૨૦૩
તેવૂં રાજા સાભળી રહ્યો, પ્રતિઉત્તર પાછો નવિ કહ્યો.

તે રાજાને બે દીકરી, છે કુવારી નથી તે વરી. ૨૦૪

---

૧૯૬-૧ પછી પા મા વધારો વીધનુ રૂપ ને વીનની જ્ઞાન, કાયા માહી જઇ પેઠો કાલ વ્યાપી ફો વ્યાધિ ૧૯૬ પૃથ્વીપતિ કે 'ધરણીનો', પા ઇન્જેણી ૧૯૬ પછી કે મા આ પક્તિ વધારાની છે –"પડ રોગ પણ પચે જાય, આવો સદાવતી નગરી માય" ૧૯૭ ફરી૦ કે પા મીક (ફરા) થયું અધિપતિનુ અગ' ૧૯૮ સત્ય૦ પા સઘળ થયુ તે સરવ સ્યરીર શત પા લક્ષ વ્યથા પા અગન ૧૯૯ તોયે૦ કે 'અધિક દુખ વેડતો કાય' રાજા૦ પા વેઠો વાટમા અ ા બેવડુ, થયું ઉદર ગોળા જેવડુ ૨૦૦ બાજાર૦ પા ચૌટા વીચ દેખી રાયને, કે 'રાજા દેખી' ૨૦૧ મહીંઇ પા કોયેક તહી ફરે. 'નહીં' ૨૦૩ ચેતન૦ પા ચૈતન જ્ઞાન દેહમાથી ગયું પા સુવો ૨૦૪ પછી કે મા આ પક્તિ વધારે છે –ગુપત વચન તેહવુ બાખીએ, ગામ બહાર તાણી

નવ વરસની નાહૅાની નારિ, મોટીનેં થયાં વરસજ બાર.
નથી પુત્ર રાજાને દેહ, લાડકવાઈ બેટી બેહ. ૨૦૫
નાહૅની કુંવરી સુંદર રૂપ, તે અધિક મન વાહલી ભૂપ.
સુણી વાત પેલી જેટલે, કન્યા બે તેડી તેટલે. ૨૦૬
બેહુ જણીના ઝાલ્યા હાથ, પિતા કહે પુત્રીને વાતઃ
બેસો ઉછંગે, સાચૂં કહો, જેહૅવૂં જેહૅના મનમાં લહો. ૨૦૭
સાચી વાતનો દંડ જ માફ, કહો કરમી કે કરમીબાપ.
આપકરમી કુવરી હોઈ જેહ, મુજ પાસે નવિ બેસો તેહ. ૨૦૮
બાપકરમી જે હોમે રંગ, તે આવી બેસો ઉછંગ.
મોટી કન્યા કહે છે આજઃ હૂં તો બાપકર્મી મહારાજ! ૨૦૯
બાપને કર્મેં લાડ જ કરૂં, નવનવા શણગાર જ ધરૂં.
જે જોઈઈ તે તમ્યો આપસ્યો, રૂડે ઠામે પરણાવસ્યો. ૨૧૦
હૂં તો એહૅવી જાણૂં વાત, માહૅરે કરમ તમારૂં તાત.
વડિ કન્યાઈં વાત જ કહી, હેત ધરી ,ઉછંગે રહી. ૨૧૧

દુહા

બોલી નાહૅની બેટડીઃ સાંભલ ઘહેલા બાપ!
તાહૅરૂં કરમ તે તુજ કને, માહરૂં કરમ તે આપ. ૨૧૨
સહુ સહુને કરમે કરી, વશ વરતે છે લોક;
સુખદુઃખ પામે કરમથી, નહીં તે હર્ષ ન શોક. ૨૧૩

---

ાંપે' ૨૦૫ નવ૦ કે. 'એકાદશ નાની કંના સેર, મોટીને થયાં છે તેર.' ૨૦૬ કે. માં નથી. ૨૦૬ કુવરી પા બેટી. તે અધિક પા જીવ થકી. પેલી પા. પેથીની. ૨૦૭ પિતા૦ કે. નરપત બોલ્યો નાનકડી સાથ. ૨૦૭ પછી કે. માં આ પંક્તિ વધારે છે.– મોહો દાખણૂં બોલે જેહ, સીહસાદિક ભોગવસે તેહ ૨૦૮ માફ–પા. આપ. આપકરમી૦–કે. આપ કરમ વિખાણે જેહ, મુજ પાસે હેડી બેસે તેહ' ૨૦૯ મોટી૦– કે મોટી કંના કહે છે આપ, માહારે કરમ તમારે બાપ ૨૧૦ તાત પા. બાપ ૨૧૧–૨ પા.માં નથી

મન અહંકાર મુરખ ધરે, (જાણે) મુજથી સઘળું થાય;
તે તો ખોટૂં જાણજ્યો, સહુ આપકર્મથી થાય. ૨૧૪

## ચોપાઈ

ચઢી રાય(ને) સાંભળતાં રીસ, પગની જ્વાલા લાગી શીશ.
કુંવરી બોલી તેહ વચન, અતિ ઘણું ખિજ્યો રાજન. ૨૧૫
વળી પૂછૂં ચાર જ વાર, તેહના તે ઉત્તર દ્યે ઠાર.
બોલ સાંભળી બેટી તણો, રાય ચઢયો ક્રોધે વળી ઘણો. ૨૧૬
તેડી સેવકને કહે (છે) રાયઃ પંથી પડિયો ચઉટા માંહિ.
તેહને લાવો વેગે કરી, પરણાવૂં તેહને દીકરી. ૨૧૭
જોઉં કર્મ એ સ્યૂં ભોગવે? રાજરિધ કેહવી ભોગવે?
માહરી જેહ્યા લોપે આણ, લેઉં સઘ હૂં તેહના પ્રાણ. ૨૧૮

બાજારે સેવક આવિયા, ખંધે કરી પંથી લાવિયા.
રોગી પંથી પડિયો જેહ, રાજસભામાં આણ્યો તેહ. ૨૧૯
ઉદર મોટૂં, વિકરાલ જ રૂપ, તે દેખીને હર્ખે ભૂપ.
વિપ્ર તેડીને આજ્ઞા દિધઃ ગોરજી કામ કરો એ સીધ. ૨૨૦

---

૨૧૪ ખોટૂ પા જુઠુ થાય પા પાય ૨૧૪ પછી પા નો વધારો–
પીતા અથ્યત સુકે ઘણી, કરમહીણો હોયે પુત્ર,
ધાન વીહણો તે મરે, ભીખ માગતો સુત્ર
પીતા હોએ અભાગીઓ, તાલેવત હોયે તન,
હાથી ઘોડે તે ચડે, આપે સદાવ્રત અન

ચોપાઇ

કરમે રક રીધ પામે રાજ, કરમે હુય દરીદ્ર તાજ

૨૧૫ કુવરી–પા વનીતા અતિ ઘણૂ પા. દીત્રથી 'તેહ' કે 'વેદ' ૨૧૬ તેડી પા બે ચારેક ઘે૦ પા. ઠાર ને ઠાર ૨૧૭ સેવકને–કે સેવક, પરતે' વેગે–કે 'ખરે' પરણાવૂ૦–પા પરણાવો નાડાની દીકરી. ૨૧૮ જોઉં પા. જોયું લેઉં૦ કે 'ઈશ્વર આણ જે ઓસે પ્રાણ,' પા માજે કર હુ–૨૧૯ બાજારે૦–કે 'તે સેવક ચોરે ધાઇઆ' પા.

કહે આરોપી વરમાલ, રોગીને પરણાવી બાળ.
ઉજડ આલ્યો રહેવા ઠામ, આપકરમી શ્યૂં કરસ્યેં કામ ? २२१

કહે કુંવરીઃ સાંભળ રે તાત ! કર્મ તણી તું ન લહે વાત.
મેં પરણ્યો તે ઈશ્વર એહ, સેવા કરૂ મન આણી નેહ. २२२
માહરા કર્મમાં રૂડું હશે, ( તો ) રોગી ફીટી રાજા થશે.
એહવું કહી આવી નિજ ઘેર, પિયુસેવા માંડી બહુ પેર. २२३
વિક્રમને નહિ શુદ્ધ ને સાન, નહિ દેહ ચેન કે વાન.
ભાંડપાત્ર ઉષ્ણોદકે ભરયૂં, કથશરીરે મજ્જન કરયૂં. २२४
કરી શુદ્ધ કાયા તે તણી, સુખ પામ્યો ઉજ્જેણીધણી.
નિદ્રા આવી નયણે વહી, એટલે નિશા જામ એક ગઈ. २२५
બળે દીપક તે તેણી ઠારિ, સમુખ આવી બેઠી નારિ.
મનુષ્ય નામ બીજૂ નહિ કોઈ, એટલે તિહાં એક કૌતુક હોઈ. २२६
વિક્રમે મુખ વિકાસ્યૂં આપ, નીકલ્યો ઉદર મધ્યેથી સાપ;
અર્ધ માહિ, અર્ધ આવ્યો બાહિર, તે દેખે રાજાની નારિ. २२७

---

પડો તો રાજાસમીપે २२० ગોરજી કે પા 'ગુરુજી' २२०-१ પછી કે મા વધારો છે–

કુંવરી તેડી ક્રોધે કરી, વચન બોલ્યું કાંઈક ફરી,
આપકરમી તો બીજો વર, નહીં તો આશું માડો ઘર
આપકરમી તો અવખત ઘણી, નહીં તો ભોગવશો આ ધણી
કહે રામા સાભલ રે રાય ! શકટ હેઠલ શ્વાન જ જાય,
તમ શું બુધીહીણા છે બાપ, માહરે કરમ અદકેરૂ આપ
તેહની તેહ કહે છે શું વાત, હવે ન પુછું કહે એમ તાત

२२१ પા આરોપો પરણાવો આલ્યો કે આપ્યો. २२२ વાત પા જ્ઞાન
२२२ પછી પા મા વધારો –ઘડી એક લાક્ષીણો લાહો, હૂં નાર એ માહારો નાહો
२२३ પછી પા મા વધારો –મહીપત્ય કોહોનો નોહે મિત્ર, પક્ષી કાગ ન હોયે પવીત્ર.
२२४ ભાડ–કે 'પવિત્ર' મર્જ્જન–કે 'મરદન' २२४ પછી કે મા આ પંક્તિ વધારે છે –
ચાને વાર લગાડે ઘડી, જે જાયે લાખેણી ઘડી २२५ ઉજેણી પા ધણીઆણી
२२६ કૌતુક કો. કૌતિક, કે 'અચરત'.

શ્રી અચિરજ પામી જેટલે, બીજો સર્પ આવ્યો તેટલે;
ધરદરમાથી આવ્યો એક, બીજો ઉદર થકિ જ વિશેક. ૨૨૮
પરસ્પરે બેઉ નિરખિયા, પન્નગ તે હઈડે હરખિયા,
માહો માંહી વાતો કરે, શ્રી બેઠી તે સર્વ હીઈ ધરેઃ ૨૨૯

દૂહા

ધરનો સર્પ જ બોલિયો, ઉદરના અર્થે વાણ
વિક્રમને દુઃખ દે ઘણું, મુરખ! તુ છે અજાણ. ૨૩૦
રાજા વિક્રમ રત્ન છે, પરદુ:ખભંજનહાર;
મારી નાખીશ સહજમાં, ફટ મુરખા! તું ગમાર. ૨૩૧
નિકલ્ય ઉદર એહના થકી, જો માને મુજ વાત;
રાજા દુઃખ પામે ઘણુ, અથવે હોશે ઘાત. ૨૩૨
બિજો બોલ્યો રીસસ્યૂ, ઉદર તણો જે નાગ
જા મારગ તૂ તાહરે, નથી વધાનો લાગ. ૨૩૩
ચક્યો બોલે મુખ માહરે, મેં વરત્યૂં તાહેરૂ મન;
તૂં નથી એ બોલતો, બોલે(છે) તાહરૂ ધન. ૨૩૪
લક્ષ્મી તુજ હેઠલ ઘણી, જિહાં રહે છે દરવાસ;
તે છાંડી જા રણ વિષે, તાહેરે શાની આશ? ૨૩૫

---

૨૨૮ થકી૦—પા થી નાગ વવેક ૨૨૯—૨ વાળી પંક્તિ કે મા નથી, પા મા તેને બદલે આ છે—વાતો કરતા માંહી સાન, બોલ્યો નાગ ધરનો અનુમાન ૨૩૦ મુરખ૦—કે 'ફટફટ મૂઢ અજાણ' ૨૩૧ નાખીશ પા નાપે છે મુરખ પા ઘેલા. ૨૩૧ પછી પા મા વધારો—

હેઠ ભમ હત્યા થકી, કરે છે કુડું રાજ,
એ પરદુખભંજણ, સુખકરણ, વિક્રમસ્યેન મહારાજ
હું જીવીને સૂ કરીશ, પાપી કેરા પુર,
એ સત ાહી સોહામણો, નારાયણનું નુર

૨૩૨ મુજ પા તૂ રાજા કે 'દાતા' અથવે૦ પા એ તો માહા ઉતપાત ૨૩૨ પછી કે મા આ પંક્તિ છે—ઉજેણીનો અધિપતિ, ચકરે જેહનુ રાજ, પાપી દુષ્ટ ચડાવ હ, દુખ દેતા મન લાજ' ૨૩૨ વધાનો પા વઢાનો

નથી દેતો કેહેને કાંઢવા, રહે ઉપર નિશદિશ;
મળે જો તાહેરો મુલિયો, ત્રોડી નાંખે શીશ. ૨૩૬
આણી તેલ ઊનું કરે, રેડે તુજ દર માંહે;
(તો)ધન અનર્ગલ નીકળે, (તાહરી) કાયાપ્રલે થાય. ૨૩૭
ઘરનો સર્પ જ બોલિયો, મનમાં આણી દાઝ;
નથી વેદ્ય તુજને મળ્યો, તિહાં સુધી તું ગાજ્ય. ૨૩૮
આણે કડવી કોયલી, તક સંઘાથે પાય;
કટકા થૈ તું નીસરે, ભવની ભાવટ જાઈ. ૨૩૯

## ચોપઈ

માંહોમાંહે વઢિયા નાગ, (તે) સ્ત્રીયે જોયો સર્વે લાગ;
એક નાશી(ને) ઉદરમાં ગયો, એક દર મધ્યે ઠેકાણે થયો. ૨૪૦
ઇમ કરતાં થયું પ્રભાત, સ્ત્રીએ વિચારૂં હૃદયા સાથિ.
શ્રવણે સુણ્યું હતું જેટલું, સ્ત્રીઈ તર્ત કર્યું તેટલું. ૨૪૧
રેડ્યું તેલ દરમાં અગ્નિ તણું, મારયો સાપ ધન કાઢ્યું ઘણું;
પછેં કર્યું ઉષધ જે નેટ, રાજા સુખ પામ્યો છે પેટ. ૨૪૨

---

૨૩૬ કેહને પા. ધન તું. ૨૩૬ મૂલિઓ–કે. પા. મૂળિઓ ૨૩૭ પછી પા. માં વધારોઃ–

કો પાસે હોય તો સીચતું, રેડાતું હું તેલ;
તો માંહેથી લક્ષ્મી નીકલે, મરે એ રૂડો મેલ.

૨૩૮ ગાજ્ય પા. જાગ્ય. ૨૩૮ પછી પા. નો વધારોઃ–

કામ છે ઘડી એકનું, તક કોચલા તરત;
પાયેં તો માજે કરે, મેલથી પામે મરત.
જાત્યે જાત્યે એ જણુ વડે, પરગટ કરે છે મરત,
તે તો દુખ પામે ઘણું, ભાગ્યહીણું જેહનું તરત

૨૪૦ સ્ત્રીએ૦–કે. જોયો સ્ત્રી લાખેણો લાગ.' સર્વે પા એનો ૨૪૧ ઈમ૦–કે 'શામા હરખી રૂદયા સાથ, માત થકો હવો પરભાત.' હૃદયા સાથિ પા વીચારી વાર વાત. હતું–કે. 'રાતે.' ૨૪૨ રેડ્યું૦–કે. 'પા. રેડયુ તેલ ઉનું તે તણું' (ઉનું

નથી દેતો કોહને કાઢવા, રહે ઉપર નિશદિશ;
મળે જો તાહરો મૂલિયો, ત્રોડી નાંખે શીશ. ૨૩૬
આણી તેલ ઊનૂં કરે, રેડે તુજ દર માંહેં;
(તો)ધન અનર્ગલ નીકળે, (તાહરી) કાયા પ્રલે થાય. ૨૩૭
ઘરતો સર્પ જ બોલિયો, મનમાં આણી દાઝ:
નથી વૈદ્ય તુજને મળ્યો, તિહાં સુધી તૂ ગાજ્ય. ૨૩૮
આણે કડવી કોચલી, તક સંધાયેં પાય;
કટકા થૈ તૂં નીસરે, ભવની ભાવટ જાઈ. ૨૩૯

ચોપઈ

માંહોમાંહે વઢિયા નાગ, (તે) સ્ત્રીયે જોયો સર્વે લાગ;
એક નાશી(ને) ઉદરમાં ગયો, એક દર મધ્યે ઠેકાણે થયો. ૨૪૦
ઇમ કરતાં થયૂં પ્રભાત, સ્ત્રીએ વિચારૂ હ્રદયા સાથિ.
શ્રવણે સુણ્યૂં હતૂં જેટલૂં, સ્રીઈ તર્ત કરયૂં તેટલૂં. ૨૪૧
રેડ્યૂં તેલ દરમાં અગ્નિ તણૂં, મારયો સાપ ધન કાઢયૂં ઘણૂં;
પછેં કરયૂં ઉષધ જે નેટ, રાજા સુખ પામ્યો છે પેટ. ૨૪૨

---

૨૩૬ કેહને પા. ધન ઠુ. ૨૩૬ મૂલિઓ–કે. પા. મૂમિઓ. ૨૩૭ પછી પા. મા વધારેઃ–

કો પાસે હોય તો સીઘવું, રેડાવું હૂં તેલ;
તો માંહિથી લક્ષ્મી નીકલે, મરે એ રૂડો મેલ.

૨૩૮ ગાજ્ય પા. જાગ્ય. ૨૩૯ પછી પા. નો વધારો–

કામ છે ઘડી એકનું, તક કાચલાં તરત;
પાયે તો માજે કરે, એલથી પામે મરત.
જાત્યે જાત્યે એ જણ વડે, પરગટ કરે છે મરત;
તે તો દુખ પામે ઘણું, ભાગ્યહીણૂં જેહનું વરત.

૨૪૦ સ્રીએ૦–કે. જોયો, સ્રી લાખેણો લાગ.' સર્વે પા. એનો ૨૪૧ ઈમ૦–કે 'શામા હરખી રૂદયા સાથ, માત થકો હતો પરભાત.' હ્રદયા સાથિ પા. વીચારી વાર વાત. હતું–કે. 'રાતે.' ૨૪૨ રેડયું૦–કે. પા. રેડયું તેલ ઉનું તે તણૂં' (ઉનું

તેણે કહ્યું નિહાં એહ વચનઃ રેડે તેલ તો આવે ધન.
એનું વચન હઈડામાં ધર્યું, જેહવૂં સાંભલ્યૂં તેહવૂં કર્યૂં. ૨૪૯
આવ્યૂં ધન ને રોગ જ શમ્યો, મન મેલી અમ સાથે રમો.

વાણી સાંભલી નારી તણી, તવ કોપ્યો ઉજેણીધણીઃ ૨૫૦

દૂહા

ફટ ભૂંડી! તું પાપણી, ફોગટ માર્યો સાપ;
મુજ માટેં હત્યા કરી, એનૂં એદૂં પાપ. ૨૫૧
મેં એહેનૂં દુઃખ ભાજિયૂં, આપ્યો ઉદરમાં વાસ;
તે તેં મારી નાંખિયો, કીધો નાગ નિરાશ. ૨૫૨
દુખ જાણી બીજે હરયો, એ સુખ આપશે કાજ;
તે તેં મારી ધન હર્યું, હવે ભોગવજે રાજ્ય. ૨૫૩
રાણી નહિ, તું રાક્ષસી, તેં કીધૂં કૂડૂં કામ;
મુજને તેં પાપી કર્યો, પરદુઃખભંજન નામ. ૨૫૪

---

કરનીતી સેવા બહુ આપ, નરખા મેં બે મોટા સાપ;
આહો માંહે નાગ જ વશા, ઉપાય મુજને એના જશા.

૨૪૮ ઉપર–કે ઔષધ ૨૪૯. તેણે૦–કે "બીજો કહે જો રેડે તેલ, આવે ધન તો થાયે ગેલ." હઇડામાં કે 'મુસ્તક'; જેહવું૦–કે. 'વરત મભાને તેહવું કરે. ૨૫૦ આવ્યૂં૦–કે. 'ટાલો રોગ અને કાઢું ધન, સાચું બોલું છું આ દીન.' વાણી૦ કે. "વચન સાંભલિ વનિતા તણું, મહીપત કોપો મનમાં ઘણું." ૨૫૧–૨૫૫ દૂહા–કેમા આ દૂહા નથી, પણ ચાલુ ચોપાઈ છે અને આ આખો ભાગને બદલે આ પંક્તિઓ છે—

ફટ ફટ રે નારી તું, સહજે પાપી કીધો છું હું,
તેં સો કીધુ કુડું કામ, ટાલૂં તેં દુખભંજણ નામ.
મીતેરૂં ધાયૂં મેં પેટ, નારી તેં કાં મારો નેટ?
કહુ જાણીને બીજે વડો, તેહનો ઘાટ તેં તેહવો પડો.
નરી કરે તાહરો હું સંગ, કરવત લેવા જાસૂં અંગ.

મા માં ૨૫૧ થી ૨૫૬, એ દૂહાને બદલે ૧૧ લીટીઓ ચોપાઈની છે; તેમાં

તેણે કહ્યુ તિહા એહ વચન. રેડે તેલ તો આવે ધન.
બેનૂ વચન હઈડામા ધરયૂ, જેહવૂ સાભલ્યૂ તેહવૂ કરયૂ. ૨૪૯
આવ્યૂ ધન ને રોગ જ શમ્યો, મન મેલી અમ સાથે રમો.

વાણી સાભર્નૉ નારી તણી, તવ કોપ્યો ઉજેણીધણી ૨૫૦

દૂહા

ફટ ભૂંડી! તૂ પાપણી, ફોગટ માર્યો સાપ,
મુજ માટે હત્યા કરી, બેનૂં બેહૂ પાપ. ૨૫૧
મેં એહેંનૂ દુખ ભાજિયૂ, આપ્યો ઉદરમા વાસ,
તે તેં મારી નાખિયો, કીધો નાગ નિરાશ. ૨૫૨
દુખ જાણી બીજે હરયો, એ સુખ આપણે કાજ,
તે તેં મારી ધન હરયૂ, હવે ભોગવજે રાજ્ય. ૨૫૩
રાણી નહિ, તૂ રાક્ષસી, તેં કીધૂ કૂડૂં કામ,
મુજને તેં પાપી કર્યો, પરદુખભંજન નામ. ૨૫૪

કરતીતી સેવા બહુ આપ, નરખા મ બે મોટા સાપ,
માહો માહે નાગ જ વઢા, ઉપાય મુજને બેના જડ્યા

૨૪૮ ઉપર-કે ઓપઈ ૨૪૯ તેણે૦-કે "બીજે કહે જો રેડે તેલ, આવે ધન તો થાયે ગેલ" હઇડામા કે 'મુસ્તગ, જેહવુ૦-કે 'તરત મભાતે તેહવુ કર ૨૫૦ આવ્યૂ૦-કે 'ટાલો રોગ અને કાઢું ધન, સાચુ બોલુ છું આ દીન' વાણી૦ કે 'વચન સાભલિ વનિતા તણૂ, મહીપત કોપો મનમા ઘણૂ" ૨૫૧-૨૫૫ દૂહા-કેમાં આ દૂહા નથી, પણ ચાર ચોપાઈ છે અને આ આખો ભાગને બદલે આ પંક્તિઓ છે —

ફટ ફટ રે નારી તું, સહજે પાપી કીધો છું હું,
તેં તો કીધું કુડું કામ, ટાલૂ તેં દુખભંજણ નામ.
મીતેશૂ ઘાનૂ મેં પેટ, નારી તેં કા મારો નેટ?
કુડું જાણીને બીજો વડો, તેહનો ઘાટ તેં તેહવો ઘડો.
નહી કરુ તાહરો હું સંગ, કરવત લેવા જાસૂ ગંગ.

ખ૦ માં ૨૫૧ થી ૨૫૬, એ દૂહાને બદલે ૧૧ લીટીઓ ચોપાઈની છે, તેમાં

સાબ્ય જોઈ તેહેંના કર્કડા, માર્યા સર્પ તે કાંહિ?
આણી આગળ નાંખિયા, રાજા બેઠા જ્યાંહિ. ૨૫૫
કર્કડા ધોઈ કંડિયો ભર્યો, ઉદર હતો તાં જેહ;
બીજે કંડિઈ બિજો ભર્યો, તેલથી માર્યો જેહ. ૨૫૬

## ચોપઈ

કરી કાવડીને રાજા જાઈ, આવી સ્ત્રી તે પાલવ સાય:
મહારાજ! માહરે કર્મે કરી, મહીપતિ, વીર વિક્રમને વરી. ૨૫૭
તમ્યો પરદુઃખભંજણહાર, દુઃખ પામું હું ઘરની નારિ;
પરસ્ત્રીની મન પૂરો આશ, (તો) મુજને કિમ મૂકીઈ નિરાશ. ૨૫૮

---

ઉપલી કે. ની પંક્તિઓનો અને ૭ દુહાઓનાં કથન સમાવા ઉપરાંત કશું વધારે નથી; તેમ શબ્દો પણ ઘણાક સામાન્ય છે. જુઓ. પરિશિષ્ટ ૨–૧૨. ૨૫૭–કરી૦–કે "રીસાવી ચાલો જેટલે, સ્ત્રી પાલવ ઝાલો તેટલે." ૨૫૭–૧ ને બદલે પા. નો વધારો.

એમ કહી નીકળીયો રાયે, કરગરતી કામની કુંડે થાયે.
પરદુખભંજણ છો મહારાજ, મુજ રંકની રાખો લાજ.
મુલખરીતે દાસી તાહરી, તાહરી જાત તેહવી માહરી.
માહારે તે બીજી સી આથ? દેહ સમરપું સ્વામી સાથ.

મહારાજ૦ કે. માં આ પંક્તિ નથી. ૨૫૮ તમ્યો૦–કે.
"પરદુખભંજણ કહે છે તુને, કમ નિરાશ મુકો છો મુને?
"રહુ કરતાં કુહૂં થયું તમ વિના કમ જાયે રહું?"

મૂકીઇ–કે. 'મુકસો.' ૨૫૮ પછી કે. માં આ પંક્તિઓ વધારે છેઃ–

હું પણ સાથે આવું ગગ, કરું દેહ માહારાનો ભંગ,
નથી મુને વૈભવનું કામ, જાંહાં તમે તાંહાં માહારો ઠાંમ.

પા. નો વધારો.–

મુંકી જાસો પંથ પ્રયાણ, તો નીચ્ચે છડું મારા પ્રાણ,
તેહ હત્યા બેસે તમ સીસ, દુભાસે ઉમયાપતી ઈસ.
ગંગા માંહે પાડીસું દેહ, તો તો હુવે ઉઠા મેહ,
જનમમરણ જો ક્ષેમ વામીયે, મુગતી પદારથ એ પામીયે

દીન બોલ તે સ્ત્રીના લહ્યા, તાહેરેં વિક્રમ પ્રસન જ થયા,
સર્પ તણી કાવડી ગ્રહી હાથ, સ્ત્રી તેડી પોતાને સાથ ૨૫૯
ગંગાસ્નાન ચાલો કીજીઈ, પછે કીશ કર્વત લીજીઇ,
મોક્ષ પમાડૂ બેઉ નાગ, પછેં સ્વર્ગનો લીજીઇ ભાગ. ૨૬૦
વાણી એહેંવી વિક્રમેં કહી, સ્ત્રી ઉઠીને આગળ થઈ.
જાણેં વિક્રમ આપ નરેશ, સ્ત્રી સાથે કર્યો પરવેશ. ૨૬૧
સાથે ચાલ્યા નર ને નારિ, આવ્યા નાગ જ કેરે ઠારિ.
જે વડ હેઠળ મેલ્યો સાપ, તિહા આવ્યો સ્ત્રી સાથે આપ ૨૬૨
સમીપ વડ તે આવ્યા પાસ, રાજાઈ મૂકયો નિશ્વાસ.
સ્ત્રીને કહે છે હો પાપણી! એટલે એક દીઠી સાપણી. ૨૬૩
પરચંડ મોટિ તેહની દેહ, રાજાસ્યૂ પછેં બોલી તેહ
મનુષ્યવાચાઈ બોલી મુખ પથી દેખી પામી સુખ ૨૬૪

દૂહા

પથી! દુખ સુણુ માહરૂ, તૂ મુખ બોલને વીર,
પુત્રવિજોગ મુજને થયો, તેણું ન રહેં ધીર. ૨૬૫
ઉષ્ણકાળ મધ્યાહ્નનસ્યૂ, કો આવ્યો પથીજન,
વિક્રમ નામ જ તેહનુ, લીધો મારો તન. ૨૬૬

---

૨૫ દીન૦ કે પા દીન બોલ કામનીયે કહ્યા, હાતાને મન ભારી દયા (હાતાને પા દેવરૂપને) ૨૫૮–૨ થી ૨૬૩–૨ સુધીની પંક્તિઓને બદલે કે મા ભા પંક્તિઓ છે—

તુને સાથ તેડુ જાહેરે, મારા સરપ આપે તાહેરે,
એક તણા તો ટકા કરા, બેનુ નાગ લેઇ આગળ ધરા
કટમ ઘોઈ ભરીઓ કડ, જે જો દૈવ તણો એ દડ
તેટલે બાલો તે લીધો સાથ, ચાલો સ્ત્રીને તેડી સાથ
પાછો વળીયો મન્જરો કેડ, આવો પેલા વડને હેઠ,

પા ના વધારા માટે જુઓ પરિશિષ્ટ ૨–૧૩ ૨૬૬ થી ૨૬૮ ને બદલે કે ની પંક્તિ માટે જુઓ પરિશિષ્ટ ૨–૧૪,

સુખિયો કે દુખિયો હશે, કે તેહૅની કીધી ઘાત;
તેહવા પંથી છો તમ્યો, જાણો તો કહો વાત. ૨૬૭
પુત્ર આવ્યાથી સુખ નહી, ગયા થકી નહિ શોક;
પુત્રવિજોગેં બાવડી, તેંહનૂં જીવ્યૂં ફોક. ૨૬૮

ચોપઈ

વિક્રમ કહેઃ સુણ બાઈ! તૂં, તાહૅરા પુત્રને લઈ ગયો હૂં;
મેં તો એહૅના સુખનેં કરયૂં, તે તો કાજ અનેરૂં સરયૂં. ૨૬૯
એહવૂં કહિ જોડ્યા બે હાથ, જે નીપનૂં તે તો કહી વાત;
રૂડૂં કરતાં ભૂંડૂં થયૂં, માહરૂં સુકરત મિથ્યા ગયૂં. ૨૭૦
કહે તો પાડૂં માહરૂં આપ, જે ગમે તે દે મુઝ શ્રાપ;
જે બોલો તે પીઠૂં વાણિ, કહો તો તજૂં માહરા પ્રાણ. ૨૭૧
વચન સુણી બોલી સાપણીઃ નહિ વાંક તાહૅરો, શ્રી પાપણી;
જો એહૅનેં હૂં આપ જ દેઊં, તો હત્યા મુજ માથે લેઊં. ૨૭૨
પાસેં બેસ હો, માહૅરા વીર, જ્ઞાન હીયામાં રાખી ધીર;
માહરે પાસે નૌતમ વસ્ત, જો પુત્રનૂં હોઈ એક અસ્ત. ૨૭૩

૨૬૯ થી ૨૭૧ ને બદલે કે. ના વધારા માટે જુઓ પરિશિષ્ટ ૨–૧૫. ૨૬૯–૧ ને બદલે પા. માં આમ છેઃ–

પુરષત્ત લાગો તેહને પાગ, જઈ બેઠા જોડે તે જાગ.
જે હકીગત થઇતી જદા, કહી માંડીને કરમની કથા.

૨૬૮–૨ ને બદલે પા. ની પક્તિઃ–હું તો માહારૂ સત હારીયો, તાહારો પુત્ર અમે મારીઓ. ૨૭૦–૭૧ પા. માં નથી. ૨૭૨ વચન૦–ને બદલે કે–

દીન બોલ રાજાયે કહ્યા, તે નાગણને આવી દયા
એહમાં નથી તાહારો વાક, લખો વિધાતા અખર આંક.

પા. માં ઉપલી કે. વાળી દીન૦ પંક્તિ નથી. જો એહનેં૦–આ પંક્તિ કે. ને પા. માં નથી. ૨૭૩ પાસેં૦–કે. ને પા. માં આ પક્તિ નથી. નૌતમ–કે. 'છે એક.' પા. માહરે૦–પા. તમથી થાયે તો કરો એક વસ્ત. જો૦–પા. એક કટકો જઈ લાવો અસ્ત. ૨૭૩–૧ પછી કે. માં આ પંક્તિઓ વધારે છેઃ–

અસ્ત તણી આવે કર્કડી, સત્ય જીવાડું હું આ ઘડી;
સુણી વચન ઇમ નાગિણુ તણું, રાજા મનમાં હર્ખ્યો ઘણું. ૨૭૪
સઘલાં દુઃખ તાહરાં વામિયાં, કહો અમૃત કિહાંથી પામિયાં ?
કેટલું અમૃત છેં તુમ ઘેર ? તે કહો સઘળી માંડી પેર. ૨૭૫

કહે નાગણિઃ નહિ બોલું આલ, માહરૂં મહિયર છે પાતાલ.
માહરા મનમાં ઇચ્છા થઈ, પિતા(ને) મલવા પાતાલ ગઈ. ૨૭૬
મલ્યાં સજન સહુ તે સાથ, મુજ સાથે બોલ્યો મુજ તાત.
આવી પણ હવે ના આવેશ, તાહરૂં કર્યું તું પામેશ. ૨૭૭

---

પછે તાહાં જઇને આવજ્યે, અસ્ત જડે તો તો લાવજ્યે
હું સતવાદી અધિપતિ આપ, વગર વાંકે નહીં દેઉં શ્રાપ.
અમૃત રહ્યું છે મુજ પાસ, જડે અસ્ત તો પોહોંચે આશ.

પા. માં ઉપલી ત્રણમાંથી પેહેલી બે લીટીઓ નથી. ત્રીજીમાં 'અમૃત રહ્યું' ને બદલે 'અંજન સંજીવન' છે. ૨૭૪ સુણી૦–કે. માં આમ છે.–

સુણ્યો બોલ તે, નાગણ તણો, રાજાને મન ઉલટ ઘણો.
મહીપત કહે સુણ માહરી વાત, વિસ્તારીને કહે હો એક વાત.

પા. માં 'સુણ્યો૦' વાળી ઉપલી પંક્તિ નથી. ૨૭૫ સઘળાં૦–કે. ને પા. માં આ પંક્તિ નથી પણ પા.માં તેને બદલે આ પંક્તિ છેઃ–એ તો મુજને અચરત અહું, સંજીવન અંજન કહાંથી જહું. કેટલું૦–કે.માં આમ છેઃ–

કેટલું છે તમારે હાથ્ય, મન મૂકી બોલો મુજ સાથ્ય.
સાચો બોલ ક્હેશો મુજ ઘણો, તો પુત્ર જીવે હવડાં તમ તણો.
પામી હરખ તે તો મન માંહ, સાંભલ રે સતવાદી રાય.

પા. માં ઉપલી 'કેટલું૦' એ પંક્તિને બદલે આમ છેઃ–

કેટલા જણ જીવે તમ હાથ, સાચું બોલો મારે સાથ.

૨૭૬ કહે૦–કે. માં આમ છે.–તમ સાથે નહી બોલૂં આલ. ૨૭૫–૨ થી ૨૭૬ ને બદલે કે. મા આમ છે.–

પાતાલ મલવા પીહર ગઈ, માતા માહારી સુખણી થઇ,
પીતાને ચઢી મન રીસ, દીધો શ્રાપ મુજને તે દીસ.

મૃત્યુલોકથી આવે (છે) જેહ, બળી ભસ્મ થાય તેહની દેહ;
તાહરે દુઃખ મેં હઇડે ધર્યું, માહરી માતાઈ નયણે જલ ભર્યું. ૨૭૮
નહિ આવે એ આપણે વાસ, તાહરે એહની મૂકો આશ;
તે માટે ઉસંકલ કીજીઈ, અમુલક વસ્ત એહને દીજીઈ. ૨૭૯
રાખી પરૂહણી વરસ જ એક, કરી ભક્તિ બહુ ભાવ વિશેક;
પુત્રી સાસરે બોલાવીઇ, મન માનૂં એહને આપીઇ. ૨૮૦

## દૂહા

સંવત્સર પૂરો થયો, મેં માગી સીખ્યાય;
કર જોડીને બોલિયાં, પિતા પ્રતેં મુજ માય: ૨૮૧
કુંયરી ને કંથ એહનો, ત્રીજો એહનો પુત્ર;
અમર થાઇ જો આતમા, તો ચાલે ઘરસૂત્ર. ૨૮૨
હિત આવ્યૂં નિજ તાતને, મનથી થયા સનાથ;
ત્રણું જણુ જીવેં સુખેં, એહવૂં આપ્યૂં હાથ. ૨૮૩
પ્રથમ કાલ જેહને ભેદસ્યે, જે કો પામે મૃત્ય;
અમૃત અસ્ત અમર થઈ, તે તો ઉઠે ત્રત. ૨૮૪

---

૨૭૭ થી ૨૮૯ ને બદલે પા. ની પંક્તિઓ માટે જુઓ પરિશિષ્ટ ૨–૧૬.
૭૮ થાઇ૰ કે. 'થાજો તુજ દેહ' ૨૭૮–૨ થી ૨૮૪ સુધીની પંક્તિઓને બદલે
. માં આ પંક્તિઓ છે.–

વગર તેડે જવ આવે કોયે, તો તરણાથી હલકા હોયે,
આસ્તાગત મુજ માયે કરી, દશ મહીના રાખી દીકરી.
સાસસ્વારો કીધો ઘણો, કોપ શમાવો દાદા તણો,
પિતા પ્રસન્ન થયો મુજ સાથ, આપુ અમૃત માહારે હાથ.
સ્ત્રી, ભરથાર, ને ત્રીજો પુત્ર, જેથી ચાલે છે ઘરસૂત્ર;
ત્રણ જણ જીવે જેટલૂ, અમૃત મુજને આપૂ તેટલૂ.
તે લેઇને આવી છુ ઘેર, તુજ આગલ કહુ સાચી પેર.

અસ્ત તણી આવે કંકડી, સત્ય જીવાડું હું આ ઘડી;
સુણી વચન ઇમ નાગિણુ તણું, રાજા મનમાં હર્ખ્યો ઘણું. ૨૭૪
સઘલાં દુઃખ તાહૅરાં વામિયાં, કહો અમૃત કિહાંથી પામિયાં?
કેટલૂં અમૃત છેં તુમ ઘેર? તે કહો સઘળી માંડી પેર. ૨૭૫

કહે નાગણિ: નહિ બોલું આલ, માંહરૂં મહિયર છે પાતાલ.
માહૅરા મનમાં ઇચ્છા થઈ, પિતા(ને) મલવા પાતાલ ગઈ. ૨૭
મલ્યાં સજન સહુ તે સાથ, મુજ સાથે બોલ્યો મુજ તાત.
આવી પણ હવેં ના આવેશ, તાહરૂં કર્યું તૂં પામેશ. ૨૭

પછે તાહાં જઇને આવજે, અસ્ત જડે તો તો લાવજો
હું સતવાદી અધિપતિ આપ, વગર વાંકે નહીં દેઉં આપ.
અમૃત રૂડું છે મુજ પાસ, જડે અસ્ત તો પોહોંચે આશ.

--પા. માં ઉપલી ત્રણમાંથી પેહેલી બે લીટીઓ નથી. ત્રીજીમાં 'અમૃત રૂડું' ને બદલે 'અંજન સંજીવન' છે. ૨૭૪ સુણી૰-કે. માં આમ છે.-

સુણો બોલ તે, નાગણ તણો, રાજાને મન ઉલટ ઘણો
મહીપત કહે સુણ માહરી વાત, વિસ્તારીને કહે હો એક વાત.

પા. માં 'સુણો૰' વાળી ઉપલી પંક્તિ નથી ૨૭૫ સઘળાં૰-કે. ને પા. મા આ પંક્તિ નથી. પણ પા.માં તેને બદલે આ પંક્તિ છે.—એ તો મુજને અચરત અહું, સંજીવંન અંજન કાહાંથી લહું. કેટલું૰-કે.માં આમ છે –

કેટલું છે વમારે હાથ્ય, મન મૂકી બોલો મુજ સાથ્ય.
સાચો બોલ કહેશો મુજ ઘણો, તો પુત્ર જીવે હવડાં તમ તણો.
પામી હરખ તે તો મન માંહ, સાંભલ રે સતવાદી રાય.

પા. માં ઉપલી 'કેટલૂં૰' એ પંક્તિને બદલે આમ છે:-

કેટલા જાણુ જીવે તમ હાથ, સાચુ બોલો મારે સાથ.

૨૭૬ કહે૰-કે. માં આમ છે—તમ સાથે નહીં બોલૂં આલ. ૨૭૫-૨ થી ૨૭૬ ને બદલે કે. માં આમ છે.-

પાતાલ મલવા પીહર ગઈ, માતા માહારી સુખણી થઇ,
પીતાને ચઢી મન રીસ, દીધો શ્રાપ મુજને તે દીસ.

ના રાજાજી ! સુખ મુજ થયું, અગ્નિદુઃખ દેહમાંથી ગયું.
એઉ જણુની માગીને ત્યાં શીખ, રાજા મનમાં નાંખે બીક. ૨૯૬

દુહા

લિધો સર્પને કંડિયો, ઉલટસ્યૂં તે જાય;
તિહાં જઇ ઉભો રહ્યો, જિહાં પરણી કન્યાય. ૨૯૭
ધન ધરતીમાં સુંપીયૂં, ઉપરિ મેહૅલ્યો સાપ.
સ્ત્રી સંગાથેં તેડીને, બેહુઈ વલિયાં આપ. ૨૯૮

દસદિવસ પંથેં પળેં, વોલે વસમાં ઠામ;
દડબસ્યૂં આવી ચઢ્યાં, બ્રાહ્મણ કેરે ગામ. ૨૯૯
ગઈ વધાઈ વિપ્રને, ઘેંર આવ્યા મહારાજ;
સંવચ્છર પૂરો થયો, પ્રભુઈ રાખી લાજ. ૩૦૦
જોવા મલી સહુ મેદિની, રહીયત ઠામોઠામ;
આનંદ સહુને ઉપનો, ઘેર આવ્યા રાજાન. ૩૦૧
આસો વૃક્ષથી છોડિયો, પેટી સહિત તે બાલ;
એકાંત રાજાઈ જઇ, અંજન કીધું ત્રત કાલ. ૩૦૨

---

૨૯૫–૨ વિક્રમ પા. રાજા. કાંય પા. દેહ. ૨૯૫–૨ અને ૨૯૬–૧ કે. માં નથી. ૨૯૬–૨ પા. અમ્રતથી સંજીવન થયો, રોગ ભોગ હતો તે ગયો. ૨૯૬–૨ એઉ૦–કે. માગી શિખ ચાલો તે આપ, સાથે તેડાં સ્ત્રી ને સાપ. પા. જુહાર કરીને ચાલો રાય, સદાવતી નગરીમાંએ. ૨૯૭ અને ૨૯૮–૧ ને બદલે પા. માં ચોપાઈની આ પંક્તિઓ છે:-

હેત પ્રીત ને ઉલટ ભરે, આવ્યો ધન કાઢુ તે ધરે;
ધન પાછું ધરતીમાં ધરૂં, જેમ પહેલું હતુ તેમ ધરૂ.
તેલ થકી પામો'તો મરત, તે સજીવન કીધો તરત.
કાઢી એક ન રાક્ષી આપ, સંતોક્ષો બીજો તે સાપ.
તે દુનીયા ભાવે દાક્ષીનું, બરદ નામ તણું રાક્ષીનુ.

૨૯૭ થી ૩૦૩ ને બદલે કે. ની પંક્તિઓ માટે જુઓ પરિશિષ્ટ ૨–૧૯
૨૯૮ થી ૩૦૧ ને બદલે પા. ના વધારા માટે જુઓ પરિશિષ્ટ ૨–૨૦

સોપના અગ્ર જ જેટલું, અમૃત અડશેં કાય;
શત વરસ મુવો હશેં, (તે) પણ ઉઠી બેઠો થાય. ૨૮૫
ત્રણ જણ જીવી શકે, તેટલું માહરે પાસ;
પુત્રનો પામૂં ટકડો, તો પોહોંચે મનની આશ. ૨૮૬

ચોપાઈ

બોલ્યો વચન ઉજેણીધણીઃ કહું વાત તુજ પુત્ર જ તણી.
ત્રણેનૂં અમૃત આપે મુને, (તો) પુત્ર જીવતો દેખાડૂં તુને. ૨૮૭
સાચી કહૂં તુજ આગળ વાત, નહિ તો સુત નાવે તુજ હાથ;
હૂં નથી કરતો મારે સાજ, માહરે કરવૂં છે પરકાજ. ૨૮૮
બાળું સર્પ વણ વાંકે મુઉ, તે ગ્રાન મન ખોટી જાણી;
પરથમ જીવાડૂં તેહને, સંજીવન હૂં કરૂં તેહને. ૨૮૯
પછે જીવાડૂં તાહેરા તન, જો મુજ સાથે મેલે મન.
પછે ત્રીજૂં અમૃત છે જેહ, મુજ હાથે સોંપોજી તેહ. ૨૯૦
એક બ્રાહ્મણ કેરો છે બાલ, મૃત્યુ પામ્યો (છે) જોબનકાળ;
તે બ્રાહ્મણ જો જીવતો થસ્યે, તાહેરાં પાપ સઘળાં તે જશે. ૨૯૧
તૂં જો પરઉપકારે પેખ્ય, સોતો પુત્ર જીવતો દેખ્ય.
એહવા બોલ રાજાઇ કહ્યા, સાપણીને મન આવી દયા. ૨૯૨
અમૃત લેઇને આગલિ ધરૂ, લે ભાઇ! તુજ કારજ સરૂં.

પ્રથમ જે તેલે બાલિયો, પહેલે શોક તેહનો ટાલિયો. ૨૯૩
પછેં જીવાડ્યો બીજો નાગ, પાસેં રાખ્યો એક જ ભાગ;
એક સર્પ કંડિયામાં ઢાંકિયો, બીજો મા પાસે મૂકિયો. ૨૯૪
અમૃતથી તે જીવતો થયો, અગ્નિરોગ દેહમાંથી ગયો;
વિક્રમ કહેઃ જો દુઃખ હોય કાંય, તો આવી પેસો મુખ માંહ. ૨૯૫

---

૨૮૬ મી કડી ડે. મા નથી. ૨૮૭ થી ૨૯૩-૧ ને બદલે ડે ની પંક્તિઓ માટે જુઓ પરિશિષ્ટ ૨-૧૭, વળી, પા. ની એ જ પંક્તિઓને માટે જુઓ પરિશિષ્ટ ૨-૧૮

ના રાજાજી! સુખ મુજ થયું, અગ્નિદુઃખ દેહમાંથી ગયું.
બેઉ જણુની માગીનેં ત્યાં શીખ, રાજા મનમાં નાંખુ બીક. ૨૯૬

દુહા

લિધો સર્પનો કંડિયો, ઉલટસ્યૂં તે જાય;
તિહાં જાઇ ઉભો રહ્યો, જિહાં પરણી કન્યાય. ૨૯૭
ધન ધરતીમાં સુંપીયૂં, ઉપરિ મેહેલ્યો સાપ.
સ્રી સંગાથેં તેડીને, બેહુઈ વલિયાં આપ. ૨૯૮

દસ દિવસ પંથેં પળેં, વોલે વસમાં ઠામ;
દડબસ્યૂં આવી ચઢ્યાં, બ્રાહ્મણ કેરે ગામ. ૨૯૯
ગઈ વધાઈ વિપ્રને, ઘેંર આવ્યા મહારાજ;
સંવચ્છર પૂરો થયો, પ્રભુઇ રાખી લાજ. ૩૦૦
જોવા મલી સહુ મેદિની, રહીયત ઠામોઠામ;
આનંદ સહુને ઉપનો, ઘેર આવ્યા રાજાન. ૩૦૧
આસો વૃક્ષથી છોડિયો, પેટી સહિત તે બાલ;
એકાંત રાજાઇ જઇ, અંજન કીધું ત્રત કાલ. ૩૦૨

૨૯૫–૨ વિક્રમ પા. રાજા. કાંય પા. દેહ. ૨૯૫–૨ અને ૨૯૬–૧ કે. માં નથી. ૨૯૬–૨ પા. અમૃતથી સંજીવન થયો, રોગ ભોગ હતો તે ગયો. ૨૯૬–૨ બેઉ–કે. માગી શિખ ચાલ્યો તે આપ, સાથે તેડાં સ્રી ને સાપ. પા. જુહાર કરીને ચાલો રાય, સદાવતી નગરીમાંએ. ૨૯૭ અને ૨૯૮–૧ ને બદલે પા. માં ચોપાઈની આ પંક્તિઓ છેઃ–

હેત પ્રીત ને ઉલટ ભરે, આવ્યો ધન કાઢુ તે ધરે;
ધન પાછુ ધરતીમાં ધરૂ, જેમ પહેલું હતું તેમ ધરૂં.
તેલ થકી પામો'તો મરત, તે સજીવન કીધો તરત.
કોડી એક ન રાખી આપ, સંતોષ્યો બીજો તે સાપ.
તે દુનીયા બાધે દાખીયું, બરદ નામ તણું રાખીયુ.

૨૯૭ થી ૩૦૩ ને બદલે કે. ની પંક્તિઓ માટે જુઓ **પરિશિષ્ટ ૨–૧૯**
૨૯૮ થી ૩૦૧ ને બદલે પા. ના વધારા માટે જુઓ પરિશિષ્ટ ૨–૨૦

આલસ મોડી ઉઠિયો, વિપ્ર તણો જે તન,
હર્ષ સહુને ઉપનો, મન રીઝયો રાજન ૩૦૩
જિમ જાગે ભર નિંદથી, તિમ ચોહ્યા બે નયણ,
માતતાત ચરણે નમ્યો, મુખથી બોલ્યો વયણ ૩૦૪
ધર્મપુરીથી સચરયો, હું આવ્યો તમ પાસ,
દિધૂ આયુષ મુજને ઘણૂ, (તે) વિક્રમ કેરી આશ. ૩૦૫

ચોપાઈ

માતપિતા શિર મૂક્યો હાથ, ચુબન દેઈને બીડી બાથ
પુત્ર ! વિઘન તાહરા સહુ જજ્યો, કોટિ કલ્યાણ રાજાનૂ થજ્યો ૩૦૬
શોક શમ્યો છે સહુકો તણો, રાજા આનંદ પામ્યો ઘણો,
પછે દાન દીધૂ બ્રાહ્મણકાજ, બ્રાહ્મણને બેસારયો રાજ ૩૦૭
લખી ત્રાબાપત્રે વાણ આ દેશમા બ્રાહ્મણની આણ.
નગ્ર અધિપતિ વિપ્ર જ થયો, ગુપ્તદાન રાજાઇ આપિયો ૩૦૮

કરી કારજ ઉજેણી ગયો, રાજાવર્ગ સાહમો આવિયો,
ઉલટભરે મંદિરે તો જાય, રાજમોહેલમા શોભે રાય ૩૦૯

કહે સુભદ્રા સાભલ ભોજ ! નહિ વિક્રમ કેરા તુજ સોજ,
એહવો કો થશે પરમાર, તે બેશશે એણે ઠાર. ૩૧૦

---

૩૦૨ પા માગ્યુ કેરો મ્હાન મેડીના પેઠી સહીત બાલક છોડીયા. ૩૦૨ ૧ ને બદલે પા મા

સુપતીરે નવ ભાગી બ્રાત સીવ સાનીધ ગયા એકાત્ય
અમ્રત સેચુ વિક્રમ વવી મરતઘાતની મુરછા વલી

૩૦૨ ને બદલે પા મા ત્રીલોક્નાથ તેક ત્રુઠીયો આલસ મોડી વીમ ઉઠીયો
૩૦૩–૩ ને બદલે પા મા

પુરવતી આદ મણમા સહુ પાગ ઓતની મરતગાત મ્રી આ।
સીવપરતાપ સજીવન કીધ લક્ષીપ્રો જસ એ તો લીધ

૩૦૫ થી ૩૦૭ ને બદલે પા મા–

દુહા

કહે સુભદ્રાઃ સાંભલો મન ધરી વિશ્વાસ;
વિક્રમમહિમા સાંભલે, તેહની પોહેચેં આશ. ૩૧૧
સિંહાસન તો બેશીઈ, જો હોઈ નિશ્ચલ મન;
હવે ધનંદા બોલસ્યેં, તે જોજે રાજન ! ૩૧૨

---

દુહા

માતપિતા જે વીપ્રનાં, તેણે દીધી આસીસ;
તે જ વધો ત્રીલોકમાં જમ ઉતરાયેણ દીસ.
. સાત ગામ લક્ષી આપીયાં, ત્રાંબા કેરે પત્ર;
એ ગામનો તું અધિપતી, સીર સોહાવું છત્ર.

૩૦૬ ને બદલે કે. માં આમ છેઃ–

"માત તાત દીધી આશિષ, ડીપા કરો તુને શ્રી જુગદીશ,
ધન ધન તાહરાં પિતા માતને, ધન રાજા ! સતવાદી તુને,
ધન ધન તાહરા વંશને ધન ધન ઇન્દ્ર તણાં અશને,

૩૦૭ મી કડી કે. માં નથી. ૩૦૮–૧ લખા૦ કે. ત્રાંબા પત્રે લખીયું નામ, આપ્યું તે બ્રાહ્મણને ગામ. નગ્ર૦-કે. માં આ પંક્તિ નથી. ૩૦૮ પછી કે. ના વધારા માટે જુઓ **પરિશિષ્ટ ૨–૨૧**; પા. ના વધારા માટે જુઓ **પરિશિષ્ટ ૨–૨૨**
૩૦૯ ને બદલે પા. માંઃ–

રાણીને તેડી રાયેજી, આવ્યા ઉજ્જેણી આપ,
જેજેકાર જુગમાં થયો, તે પુણ્ય તણો પરતાપ.

૩૦૯–૩૧૧–ને બદલે કે માં આ પંક્તિઓ છેઃ–

જયજયકાર તે ઠામે ઠામ, સામું આવ્યું આખું ગામ,
મોતી વધાવો રાયને શીશ, ઘેર ઘેર ઉછવ તેણે દીશ
નીતે એહવાં કામ જ કોડ, જીતો જગ હાંકીને જોડ.

૩૧૨–૩૧૩ ને બદલે કે. માં આ પંક્તિઓ છેઃ–

કેહેઃ પુતલી ભોજ ! સુણઃ એહવો થયો તે રાયે,
એહેવાં પ્રાક્રમ જો કરો, તો બેસો સિંહાસન પાયે.
પરદુખભંજણ, સુખકરણ, ધીર, વીર, માહાસુર,
ઇંદ્ર યકી ઉતપત હવો, નારાયણનું નૂર.

ગાય શીખે ન સાંભળે, જે કરશે નર હાસ્ય;
દ્વિતીય કથા પુરણ થઈ, કહે કવિ સામળદાસ. ૩૧૩

ઇતિ સંપૂર્ણ

## પરિશિષ્ટ અંક ૨

૧ પા. નો વધારો આરંભમાં જ–(પાનું ૫૪)

દોહા

સી મુખ શોહે સારદા, હંસ્યવાહની માત;
વેણા પુસ્તગ ધારણી, વાણી વેદવિક્ષાત. ૧
બ્રમતનયા, બ્રમરૂપણી, બ્રમવિધ ભરપુર;
નીરમલ નાંમ નારાયણિ, નારાયણનું નુર. ૨
જ્યેહને ત્રુઠી સારદા, ક્વી કેહેવાણા કોડ;
મતદેયણ હ માનડી, માટે રહું કર જોડ. ૩
બરદાલી, બુધદેયણી, બિાહો ગુણ દેયણ બુધ;
ગ્રન્ય ગરયો કવી કેહે, સારદા આપે સુધ. ૪
શ્રી ગુણપતી ગરયો ઘર્ણુ, ગુણનીધ ઘર્ણુ ગંભીર;
દુંદાલો, દુખભંજણો, ધરમધોરંદર ધીર. ૫
ઇસ્વરસુત સલષણો, સુંડાલો સમરથ;
પુજે નહિ જ્યેણે પ્રીતથી, વીદા તેહની વ્યરથ. ૬
સીંધુર અંગ સોભે સદા, મોદીક અમ્રત આહાર,
ઉમયા અંગે ઉતપત હવો, દેવ વડો દાતાર. ૭
ખડ્ક્નાથ બલવંત બહુ, નોધારા આધાર,
વરદાતા, વરદેયણો, કરવા પુરસ કીરતાર. ૮
મોરલીધર, સી મુગટધર, ચીરધર, સીધર, સંત,
લક્ષમીવર, શ્રીચક્રધર, શ્રીકમલાકર, પત ૯

એહવુ કહી આપે ગઇ, પુતલી તે આકાશ,
એહ કથા પુરણ થઇ, કહે કવિ સામલદાસ.

૩૧૧ થી ૩૧૩ ને બદલે જુઓ પા ના વધારા માટે પરિશિષ્ટ ૨-૨૩

પંચવદન, પરમેસ્વરો, પંચાક્ષર પર પ્રીત;
રૂંડમાલ, રૂદ્રાક્ષધર, વરદેયણ નીતનીત. ૧૦
નાહાના ભટ ગુરૂને નમું, કરૂં ગ્રન્થ ગુરૂઆન;
આરાધું અનપુરણા, માતા દેયણ માન. ૧૧
સહીયા બત્રીસની, પરમારથ પુરાણ;
રામચરિત્ર જેવું રમણ, જાણે જાણ સુજાણ. ૧૨
પુંન વધે, પ્રાક્રમ વધે, વધે ચાતુરી ચીત;
અક્કલ વધે, ઉપમા વધે, રાજસ ભાવ ગુણ રીત. ૧૩
હેત વધે, હરી ઉપરે, વધે હીમત, ગુણ હાંમ;
સત વધે, શ્રીસુરસુત, કરે ઘણાં પરકાંમ. ૧૪
વીદ્યા, વીનયે વવેકવર, ભગવાન ઉપર ભાવ;
ધીર વધે, પ્રડતા વધે, નાવટ કેરાં નાવ. ૧૫
ભોજ રાજ્ય ભાવીક ભલો, ધાર નગરનો ધીશ;
પુન્ય કરે પરમારથી, અહરનીસ પુજે ઇસ. ૧૬
સભા પંડીતની પાંચસેહે, માઘ સરીખાં મુલ;
કાલિદાસ કંદ્રપ જસો, બુધ ભારતી તુલ. ૧૭
ભભાણો ભોજ પડાવીયું, નીરમલ રૂડું નામ;
ભરતખંડનો ભુપતી, કરતો રૂડાં કામ. ૧૮
નવું કવીત, નવી વારતા, નવું કઉતગ, નવી ભાક્ષ,
તરત ગણી આપી તેહને, ટંકા સુભ સવા લાખ ૧૯
કાલાં, ઘેલાં કે દુબલાં, તે ધન પામે તરત;
નીરમુખ હોયે વલે નહિ, વેદ એ પાલે વરત. ૨૦
ભુપત્ત કાઢું ભુમી થકી, સહીયાસન અનુપ;
સોભાવું સભા વીષે, રડીઆવુ જેહનું રૂપ. ૨૧

## ૨. કડી ૬ ઠ્ઠી પછી પા. નો વધારો:-(પાનું ૫૫)

(છાપેલી પ્રતિયોમાં પા. ને મળતો જ વધારો છે, માત્ર કહીં કહીં શબ્દફેર છે તેમ આ વધારાની પેહેલી પાંચ કડી જ તેમાં છે; ત્યારે માત્ર પા. માં આખોયે વધારો છે)

સ્પર્શ મ કરસ સહિયાસને, નહીં તાહારો વહેવાર;
નથી ગયો તું નરપતિ, આભડવા અધિકાર
પરદુઃખભુંજણ, સુખકરણ, કલ્પ વરષ કેહેવાય;
એ સહિયાસન ઇંદ્રનું, તાંહાં બેસે વિક્રમરાય.

મુષ્ટિ મુષ્ટિ, બાથો બાથ, ચરણે ચરણ, હાથો હાથ,
દીચણે દીચણ, પોઢા પ્રહાર, ઉછીના વટ જિમ વિવહાર. ૧૮૯
એક એકે ઉપર આયુધ પડે, એક પડે, એક ઉપર ચડે,
બેહુ જણને પોહેંતા બહુ માર, કો કોયથી ન પામે હાર. ૧૯૦
રાત્ય દિવસ, ને સાંઝ સવાર, વઢતાં વીતા દિવસ ચાર.
ત્યારે દૈત્ય ઉચરિયો ત્યાંહ, ગયો પોતાના મંદિર માહિં. ૧૯૧
પાછે પગલે તે તો ગયો, રાજા તેહેની કેડે થયો. ૧૯૨

દુહા

મંદિર મોટૂ મહનૂ, રાજવૈભન કો રમ્ય,
દેવરચના કો દેવની, અવખત અતિ અગમ્ય. ૧૯૩

ચોપાઇ

દીઠો તેમણે દૈત્યનો વાસ, લીલા લહેર વિવિધ વિલાસ,
પાકશાલા, ઉપશાલા ઘણી, શી કહૂ શોભા મંદિર તણી. ૧૯૪
પરવાલ રતન જડિત્રે પાટ, કનક દોર હીંચોલા ખાટ,
હીંચે છે તિહાં તરણિ એક, તેહેની શોભા વિવિધ વિવેક. ૧૯૫
ચંદ્રવદન, મૃગનયણી વંક, સિંહ આકારે કટિનો લંક,
કરે એકલી આપ કલોલ, અંગ શણગાર સજ્યા છે સોળ. ૧૯૬
વિશાલ ભાલ ને મોટા કેશ, આપ રૂપ છે જોબન વેશ.
રાય રહ્યો તેહને જોવાય, એટલે દૈત્ય ગયો ઘર માય. ૧૯૭

---

સુષ્ટી, બાથે બાથ, ચરણે ચરણ, હાથે હાથ વેડેનાર ૧૯૦ એકએક૦ કે મા આ પક્તિ નથી ૧૯૧ ફા વિતા પા વીતા છે ઓસરીયો તાહે માહે ગયો૦–કે પેઠો પોતાના ઘર માહે ૧૮૩ આ દુહો કે મા નથી પા રમ. અગમ ૧૯૪ દૈત્યનો પા તેહનો. તેમણે કે રૂડો. ઉપશાલા પા પટસાલા.પા. મંદર લીના૦ કે સુંદર શોભા લીન વિલાસ ફા વીવધ મી પાકશાલા૦–કે૦ મા આ પક્તિ નથી ૧૯૫ પરવાલ૦ કે આસન બેસણ શોભે પાટ, કનક તણી હીંચોલા ખાટ. ફા કમીનો. ફા હેંચે છે વિવીધ્ય વિવિધ કે પરમ ૧૮૬ પા ચંદ્રવદની મૃગનેણી સીંહ કરોલ સણગાર મોળ પા અંગ્ય. સાત ૧ ૭ એટલે૦ ફા ગયો ઘર નાય 'ચાડી એટલે હેઠ' એ ખૂટતા શબ્દ કે મને પા ના

વિક્રમે રૂપ પોતાનું કરયું, સ્ત્રી પ્રત્યે વચન જ ઉચરયું:
દીસો છો કો શોભા સતી, કોણ પિતા, કોણ તાહૅરો પતિ ? ૧૯૮
કિમ આવ્યાં આ પાપી હાથ? મન મૂકી બોલો મુઝ સાથ.
તાહૅરે તે સ્ત્રી કહે વચન, સાંભળ્ય રે રૂડા રાજન ! ૧૯૯
કનકાવતી નગરીનો નાથ, કનક શેખર (તે) માહૅરો તાત,
કનક ચંદ્રિકા માનું નામ, કનક શોભાંગી મુઝ અભિધાન. ૨૦૦
રમતી જમતી ભમતી ફરૂં, નિત્ય નિત્ય નવલી ક્રીડા કરૂં.
એક દિવસ હતું કાંય પર્વ, સાથે તેડી સખીયો સર્વ. ૨૦૧
નાહવા કાજે એકઠાં થયાં, રમવા આપ વાડિમાં ગયાં,
સહુ મુઝસ્યું રાખે પોઢી પ્રીત, ફરે ફુદડી ગાયે ગીત. ૨૦૨
રમત રમતાં શોભા શુભ થઈ, હું તો વચમાં બેશી રહી.
એટલે પાપી આવ્યો ત્યાંહ, તતખણ ઝાલી માહરી બાંહ. ૨૦૩
તાહરે સહુને પડિયો ત્રાસ, નાસી ગયાં સહુ ન રહ્યું (કો) પાસ.
ઝડપે બાજ હોલાને જિમ, મુજને ઝડપી નાઠો તિમ. ૨૦૪
માબાપ સહોદર તે ચૂકિયાં, આ સ્થાનક આણી મૂકિયાં.
માહરા પિહરની ખબર જ બલી, રહ્યાં હસ્યે રોઈ ટળવળી. ૨૦૫
માહારી મૂકી હશે ત્યાં આશ, હું તો પડીઆ પાપી પાશ.
નથી દેતો મુજને દુઃખ જ ઘણું, રાખે હેતે એ તનયા તણું. ૨૦૬

આધારે મૂક્યા છે. પા. રાખે. જોવાયે. માંયે. ૧૯૮ પા. વીક્રમ. પોતાનું કે. સુંદર. સ્ત્રી કે. વીનતા. વચન કે. વાયક. ફા ઉચરયૂં જ પા. માં નથી. દીસો કે. દીસંતાં. શોભા કે. સુંદર ફા. પીતા. પા. કુણ. ૧૯૯ પા. કમ રે૦ કે સાચું પધી જત. ૨૦૦ ફા. ચંદ્રકા ૨૦૧ ભમીતી ફા. ભમ. ફા. ક્રિડા અ[illegible] કે. મન ગમતે ફા. પરવ. ૨૦૨ પા પ્રીત. ગીત્ય. ૨૦૩ ફા. સુભ. તતખણ. પા. વીચમા. એટલે૦ પા. એટલે પાપી આવ્યો તહીં, તતક્ષણ આનો મહારી પાસ; લહીઆએ ભ્રમથી આડા અવળી લખ્યું સમજાય છે. ૨૦૪ કો પાસ પા. કેયે ૨૦૪–૧ પછી પા માં આ પાઠ વધારે છે; જે ઉપર જણાવેલી અણસમજથી હશે: તાંહા હું એકલી'દૃષ્ટે જોયે. ૨૦૫ ફા. ચુકાવિયાં. બલી પા. વલી. ટળવળી કે. પા. ફળફળી. ૨૦૬ માહારી૦ કે. પા. માહારી મુકી હસે તાહાં આસ. ફા માં આમ

એહ હકીગત માહેરી આપ, મલ્યાં હવે કહું તાહેરાં પાપ.
રહ્ય રીસ (તો) નહિ સાંખશે, જોતામાં મારી નાંખસ્યે. ૨૦૭
કુણ ગામ, નામ, તુજ વાસ? કિમ આવ્યા એ પાપી પાસ?
એહના જોર તણી શી મણા? મારે (છે) પંથી જાતા ઘણા. ૨૦૮
નાશી ગયાથી છૂટશો નહિ, એહને હાથથી જાસ્યો કહિ?
તાહેરે ખોલ્યો વિક્રમવીર, રાખી રુદયા માંહે ધીર. ૨૦૯
ક્ષિપ્રાતટ ઉજેણી ગામ, નરપતિ વિક્રમ માહરૂં નામ,
ઇંદ્ર સરીખો છે નિજ તાત, પ્રસન્ન સદા હરસિદ્ધિ માત. ૨૧૦
માહાકાલેશ્વર મોટો નાથ, તેહનો માથા ઉપર હાથ,
વીર આગિયો સાથે ફરે, અચિંત્યાં તે કારજ કરે. ૨૧૧
પરકારજ આવ્યા છું અમ્યો, પૂછો છો તો સુણજ્યોતમ્યો,
સિંઘલદ્વીપ જાવું છે આજ, લાવું પદમની બ્રાહ્મણ કાજ. ૨૧૨
જુધથી અમ્યો નવિ હારિઇં, દુષ્ટ જનને મરડી મારીઇં;
એ રાખસ ગયો ઘર માંહેં, એહના કેડે આવ્યા આંહેં. ૨૧૩
માનવી માટે પૂછું તુને, જો જાણો તો કહોને મુંને. ૨૧૪

---

છે.–માહારી શુદ્ધ સેહેવા પાસ. પણ લહીયાને ઉકેલ બરોબર ન થયાનું તે પરિણામ છે. ફા. પાપીને. નથી૦ કે. નથી દુખ મુને વાત જ તણું એ તજ્યા તણું કે. મુજ ઉપર વર્ષ્યું. ૨૦૬ પછી કે. માં આ પંક્તિ વધુ છે–પેટની પુત્રી હોયે જમ મુજને ઘરમાં રાખે છે તમ. ૨૦૭ એહ૦–કે. માહરાં વચન એ તો સાંભલાં, પથી તાહરાં પાતીક મલાં. હવે પા. પંથી. ૨૦૮ પા. રૂદે. કુણ૦ કે ગામ નામ કાહો તાહારો વાસ. કાંહાંથી—. મારે પા. મારા. એહના૦–કે માં આ પક્તિ નથી ૨૦૮ પછી પા. કે. માં વધારેઃ–એને આવતાં પાગે ઘડીકા ત્રણ, તાર પેહેલું સભલાવો કરણ. ૨૦૯ ફા. વીક્રમ. કે. વક પા. માંહી ૨૧૦ નરપતિ કે પરદુખભંજણ પા. ઐંદ્ર. હર સીધ્ય. પા. હરસીધી. ૨૧૧ ફા. માંહાંકાલેશ્વર. ૨૧૨ પા પરકાજે. ફા. બ્રામણ ૨૧૩ પા. જુધ થકી હારીયે. ને મરડી પા. મોહોટાને. પા. મારીયે. ૨૧૩ એહના૦ કે. પા. નાઠો કે ફરી આવે આંહે ૨૧૪ કે. માં નથી. ૨૧૫ મીતે કે. તારે. પ્રેમદા કે. તારુણી. નહીં

દુહા.

પ્રીતે બોલી પ્રેમદા, સાંભલ રૂડા રાય।
એ બલિયો મહાદુષ્ટ છે, તે જિત્યો નહીં જાય. ૨૧૫
(એ) ઉપાસક જક્ષણી તણો, તે સ્થાનક ધણી શુન્ય,
સરગ, મૃત્ય છતિ થકે, એહેવી એહની સુઝ. ૨૧૬
તે(હે)ની પૂજા કરવા ગયો, સાધન આધરૂં હોય,
પ્રસન તે જાહારે થશે, જિતી ન શકે કોય. ૨૧૭
મુઝને જો પરણો તમો, તેહેનૂં દો વચંન,
મોત તો તેહેનૂં કહૂં, પામે પાપી પતન. ૨૧૮
ન આણુસ્યો મનમાં ખરખરો, (જે) થયૂં હશે વ્રતભંગ,
પુરૂષ વેશનો સ્પર્શ નહિ, નિર્મલ છે મુજ અંગ. ૨૧૯
તેહનો સૂરજ સાખિયો, પ્રત્યક્ષ દેવ મહારાજ,
(જો) વચન દો વરવા તણૂં, (તો) કરૂં તમારૂં કાજ. ૨૨૦
નહિતર દૈત્ય આવી જસ્યે, કરસ્યે મારોમાર,
દુષ્ટ વીર જે તાહરો, રહેશે હારોહાર. ૨૨૧

ચોપાઈ.

વિક્રમ કહેઃ આ વચનજ લે, (તૂ) તાહેરા હાથનૂં મુજને દે,
માહેરૂં વચન કરે નહિ લોપ, માહોરી વાતથી ન કરે કોપ. ૨૨૨
માહેરૂં કહ્યું જે નારિ કરે, તે માહેરા ખાંડાને વરે,
જિહાં મોકલૂં તેહને ઘેરે જાય, માહેરી વેચી તે વેચાય. ૨૨૩

પા. નવ. ૨૧૬ ફ્રા. પા ઉપાસન પા થાનક. મરત ૨૧૭ પા. સાધન એ અદ્દકુ હોયે. ફ્રા. પ્રસન. ૨૧૮ તો૦-કે. તો. પરપંચ એક શીખવુ ૨૧૯ જે. પા. તે. પુરૂષ૦-પુરૂષવેશ સપરશ નહીં, કે પુરૂષ પ્રવેશ મુજને નથી. સ્પર્શપા. સપને. કે. નિર્મલ પા પા. કોમલ ૨૨૦ ફ્રા સૂરે. પા. પરતખ. જો૦-કે. ઇશ્વર જાણે એ વાતમાં, જે રાખે સહુની લાજ. ૨૨૧ નહિ તર કે. હુવડાં ૨૨૨ જ. ફ્રા માં નથી, મુજને ફ્રા. મા નથી ૨૨૩ માહરૂં કે. જરઘૂં કહું તે આખુ કરે પા. તે. કે. જાયે. વેચાયે. જિહાં૦-કે માં આ પક્તિ નથી.

કહું વાત તુઝ આગલે કથી, માહરે કો વાહાલું નથી.
માહરે વાહલો છે પરકાજ, આપવું પડે તો આપું રાજ્ય. ૨૨૪
કો માગે તો આપું પ્રાણ, કો માગે તો ગજ કેકાણ,
કો માગે (તો) આપું ધરસૂત્ર, કો માગે તો રાણિ, પુત્ર. ૨૨૫
કો માગે તો આપું દ્રવ્ય, રાજ્યરિદ્ધ સામગ્રી સર્વ.
કામિનીઇ તો દીધો કોલ, બોલી સાત પરીયાનો બોલઃ ૨૨૬
તાહરૂં વચન પ્રમાણું આપ, લોપૂં તો બ્રહ્મહત્યા પાપ.
પરસપરે દેઇ વચન, રુદયામાં રીઝયો રાજનઃ ૨૨૭
તરુણી ! ધીરજ રાખો તમો, ઉજેણી જઈ વરસ્યું અમો.
વળતી વનિતા વાણી વદેઃ રાજા વાત ધરજ્યોછ રુદેઃ ૨૨૮
(દૈત્ય) પૂજાથી ઊડે જાહરે, નહિ જિતી સકો તાહરે,
તે ઠામ તમને નહિ જડે, અગોચર, દ્રષ્ટે નહિ પડે. ૨૨૯
અજુઆળ મણિ એક લીધો હાથ, પોતે ચાલી રાજા સાથ,
(જિહાં) આસન વાળી બેઠો તેહ, પરવત જેહવી તેહની દેહ. ૨૩૦
મીચ્યાં છે તેણે બે નેન, બ્રહ્માંડ પ્રાણ ચઢાવ્યો એન.
આસન વાળી બેઠો હસ્યે, જક્ષણી તેહને પરસન થસ્યે, ૨૩૧

---

૨૨૪. પા. વાહાલ્રુ તો. કોયે. વાહાલો પા. વાહલુ. ૨૨૪–૨૨૬ કે. માં નથી. ૨૨૫ માગે ફા. મળે. કો. પા. લે. પા. આપું રાણી પુત્ર. ૨૨૬ પા. દરવ ફા. રીધ્ય. તાહરૂં૦-કે. સ્ત્રીએ વચન આપું તે આપ૦–પરસ્પરે૦ કે. વિક્રમે વચને વિવાહ વરી, ગંધરવ વીવા રીતે કરી. પરસ્પરે પા. અરસપરસ બે. ૨૨૮ ફા. ધીરજ્ય. તમ્યો. અમ્યો. ધરજ્યોછ. આ આખી કડી કે. મા નથી. ૨૨૯ દૈત્ય૦-કે. 'કો શીઘ્ર કરો તે કામ, દેખાડું દૈત તણો હું ઠામ.' ૨૩૦ જિહાં પા. માં નથી. 'બેઠા' શબ્દ ફા. માં પડ્યો છે. પા જેહવો જેહનો પરવત૦–કે. પાછલથી જઇ રહેલો તાંહે. ૨૩૧ મીચ્યાં૦-કે. બેઠા હશે મીંચી બે નેન, વદન થકી નહી બોલે વેણ. આસન૦-કે.

એક ચાતે ધરશે તે ધ્યાન, મનસા સીધ્ય દેશે તે માન,
દેવી તો દેસે દરસન, પ્રીત થકી પાસે પરસન.

તે પછવાડે રહેજો તમો, મેં કહ્યો તે કરજો તમો.
જ્યારે ધ્યાન થકી છૂટશે, આળસ મોડી એ ઉઠશે. ૨૩૨
પ્રદક્ષણા ફરે જાહરે, શીઘ્ર તમો જજો તાહરે.
તે આયુધ કરમાં ઝાલજો, પ્રથમ ભોગ એહનો આલજો. ૨૩૩
કહેજો જે જય ચંડિ માત!, કરજો એ પાપીનો ઘાત.
તેહ ઘા પાછો નહિ ફરે, સદ્ય શીઘ્ર એ પાપી મરે. ૨૩૪
કદાચ ચોટ જો ચૂકી જશો, ખોશો પ્રાણ ને દુખિયા થસ્યો.
તેહનો બોલ રુદે ધાલિયો, મણિ લેઈ(ને) મહિપતિ ચાલિયો. ૨૩૫
ઘટિકા ત્રણ થઈ જાહરે, પૂજા પૂરી થઈ તાહરે.
ઉઠ! ઉઠ! બોલી જક્ષણી, મુઝને તેં કીધી સુખણી. ૨૩૬
તાહેરી ચિંતા સઘલી ગઈ, પ્રસન્ન આજ હું તુજને થઈ.
લે તૂં એક તાતૂં ત્રિશૂલ, ખેદ તાહરા વેરીનૂં મૂલ. ૨૩૭

ફા. પ્રસન. ૨૩૨ ફા તમ્યો. અમ્યો. કરજ્યો. ધાન. આળ. ૨૩૨–૧ મી પંક્તિ કે. માં નથી. મ૦ પા. સાચી સાખ દેખું છું અમો. ૨૩૨–૨ પછી કે. પા. માં વધારો.–એક ચીતે ધરશો તે ધ્યાન, નહીં રેહે એહેના દેહને ગાન. આ વધારા પછી પા. કે. માં નીચેની કડી વધુ છેઃ–

તારે તાંહાં ચડી આવસે, અજીત કાંઈ એહને આલસે,
કહેશે જા શત્રુને માર, નહી પામે તું કોહોથી હાર

ઉપલા વધારામાં અજિત૦ ને બદલે પા. માં આમ છેઃ આપવા કાંઈ આયુધ લાવશે. ૨૩૨–૨ જ્યારે કે પા. તારે ૨૩૩ કરે પા. કરસો. ફા. સીઘ્ર. તમ્યો. જજ્યો કે. ઉઠજો. ફા. ઝાલજ્યો. આલજ્યો. ૨૩૪ ફા કેહેજ્યો. કરજ્યો. પા. પાપીનો. ઘાયો. ૨૩૫ ફા. કદાચિ. જો પા. એ. ફા. મણી. ફા. લેઈને. આ કડી પછી કે. માં આ પંક્તિઓ વધુ છેઃ–

કરે ધાન દાનવ માહા જાંહે, વેગે રાજા પોહોતો તાંહે
વાલું છે આસન દૃઢ કરી, નથી બુધ કરતો એ પરી.
બમાંડે ચડાવો પ્રાંણ, નથી બોલતો મુખથી વાણ.

૨૩૬ ફા. ઘટીકા. પુજા. પા. પુર. પા. સુખણી. ૨૩૭ ફા. પ્રસન. ફા. આલે. તાતૂં ફા. માં નથી. ફા. ત્રીશુલ. કે. તરસુલ ફા. ખેદ. ખેદ૦–કે. વેરીનાં ખેડો જડ

અજિત અભેદી અનમી હરયે, (તે) પલકમાં પ્રાજે થશે.
લેઈ ત્રિશૂળને સુખીયા થાગો, માર શત્રુને માથે ઘાગો. ૨૩૮
[ તાહરે દાનવ સુખીયો થગો દંડવત કરવાને ગયો.]
તાહરે વિચારે વિક્રમરાજઃ હવે કરૂં હું માહરૂં કાજ. ૨૩૯

દુહા

ધીર ઉઠી તે ધસમસો, ધન ધન મોરી માય !
તુજ વિણુ કુણુ મા ! મુઝને, પ્રીતે પરસન થાય. ૨૪૦
જય જય જય કરી મૂકિયો, ધાયો ત્રિશૂલે જોધ,
પ્રથમ પાપી પ્રાજે કર્યો, લેજો ભવાની ભોગ. ૨૪૧
માર્યો દૈત્ય કટકા કર્યો, ક્ષણૂં ન લાગી વાર,
આયુધ લેઈ આવિયો, કન્યા કેરી હારિ. ૨૪૨

ચોપાઇ

તે રામા નીરખે રાજન, માન્યૂં તે જુવતીનૂં મંન,
ન હુતી માહરે હઇડે ધીર, વિશ્વાસ થગો એ વિક્રમવીર. ૨૪૩
સાચો એ ઉજેણીધણી, લાવે પદમની સિંઘલ તણી,
તેહેનો મુજને દઢ વિશ્વાસ, હરસિદ્ધિ વીર તમારે પાસ. ૨૪૪

---

મૂલ. ૨૩૮ અભેદી. કે અહકારી. તે૦–કે. ત્રીશલ યશી તે માજે યશે. ૨૩૮–૧ પછી કે. માં આ પક્તિ વધુ છેઃ–શંખ બાણુ વિષ્ણુનું ચક્ર, તેલું આ સમે એ શસ્ત્ર. ૨૩૮–૨ લેઇ૦ પા. લે ત્રીસુલ હું સુપીયો થા સુખીયા થાયો કે. સુગતે શું જા. માથે ધાયો કે. સુખીયો પા. કર તે ધા. ૨૩૯–૧ [ ] પા. ફા. માં નથી. પણ અસખલિત સંદર્ભ માટે કે. માંથી લીધી છે. ૨૩૯ વિચારે પા. વીચારૂં. હવે કરૂં કે. સર્વ હવે. ૨૪૦ ફા. ઉઠે, પા. ઉઠો. ધીર૦ કે. ધસી રાયે ત્રીશૂલ મહું. તુજ૦ કે. સેવકને શક્તિ વિના, કોણુ જ પરસંન થાય. વિણુ ટણુ ફા. વિના. ફા. પ્રસન. ૨૪૧ ફા. લેજ્યે. ભવાંની. લેજ્યો ત્રીશલે. પા ત્રીસુલી. ધાયો ફા. ધાહ્યો. ૨૪૨ પા. કેરે. ૨૪૩ ફા. વીશ્વાસ. થયો પા. માં નથી ૨૪૪ ઉજ્જેણી કે. અવતી. એ પા. રાયે. લાવે૦–કે. હું લાવીશ પદમની સીંગલ તણી. ફા. હરસીધ્ય. તેહનો૦–કે. માં આ

દૈત્યે હણ્યા'તા લોક જ ઘણા, લૂટા'તા અથ જે સહુ તણા,
રતન કચન અપરપાર, ભરી મેલા હુતા ભડાર. ૨૪૫
આવ્યા હાથ, થર્યાં સહૂ કામ, ને ઓઈ દેખાઓ ઠામ.
રાજા કહે રોહો ઈ આ ઠામે, અમો જઈ આવૂં સિંઘય ગામ. ૨૪૬
આવતાંમા તેડી જસ્યૂં, ઉજેણી જઈ સુખિયા થસ્યૂં.
રામા કહે ચાતુર છો રાય, વિચાર કરો મહિપત્ય મન માય. ૨૪૭
ઘડા જેવડૂં સ્ત્રી છે રતન, ઝાઝા કરવાં તેહેને જતન,
સ્ત્રી માણુસ તે રાખ્યૂ ધાન, રહે એકલી તિહાં ઉપમાન. ૨૪૮
પગલે પગલે ક્ષણૂ ક્ષણૂ ખોડ, (જો) રહે એકલી નહિ કો જોડ,
મૂકી આવો (મુને) માલવ દેશ, પછે પથ કરો પરવેશ. ૨૪૯
તાહેંરે બોલ્યો વિક્રમ રાય, પાછા પગ તો નહિ ભરાય,
જે કોયે દુશમનથી ડરે, પાછા પગ તો તાહેંરે ભરે. ૨૫૦
ચોકી મૂકી વીર જ તણી, તે રખ્યા કરશે તમ ઘણી,
પશુ, પક્ષી કે માનવ નામ, કો નવિ આવે આણે ઠામ. ૨૫૧
મૂકી ચોકી વીર વિકરાળ, કપટે આવે (તો) આણે કાળ,
કરી વાયદો ચાલ્યો પથ, બીક ન આણી કોની ચત. ૨૫૨

પવન પેહુલા ચાલે રાજન, ચાલ્યો એક નિશા ને દિને,
પડી સાજ ને સધ્યાકાળ, દૂર થકી બહુ દીઠી ઝાળ. ૨૫૩

પક્તિ નથી ૨૪૫ હણ્યાતા. પા હણ્તિા સહુ ફા. પોતા. મેલા ફા. હેતા. ૨૪૬ આપ્યા પા. આપા પા થવુ સરવ ફા સર્વ કહે ફા કે ઇ પા. આ ૨૪૭ આર્વતામા૦– કે કરી કામ પાછા આવસૂ, તમને ઉજેણી તેડી જસૂ પા. રાંરે માયે. રામા૦–કે સ્ત્રી કહે ચતુર શરોમણી રાયો, વીચાર કરી જેને મન માવો ૨૪૮ ફા. રાધુ ૨૪૯ મી કી કે મા નથી નહી મે પા નોહે ૨૫૦ પા રાને ભરાયે જે કો૦–કે. મા આ પક્તિ નથી ૨૫૧ પશુ૦–કે. લેઈ ન સકે કો તાહરું નામ, કર કલોશ બેરી આ ઠાન પગ પા ડા તાહરે પા કાયર ૨૫૧ રખ્યા પા રાખણુ તમ પા. એ પા પખી ૨૫૨ ફા વીકરાળ મુકી મૂકી૦–કે મા આ પક્તિ નથી. પા આણો ચાલો ફા ચેંત ૨૫૨ પછી કે. મા આ પક્તિ વધુ છે–ઠીમુલ લીધૂ પોતે હાથ,

તેહેંની સખ્યા કો નવિ કલે, બહુ કારિમા અગનિ બળે,
આકુળવ્યાકુળ અધિકો થાય, આ અગનિમા (તે) કિમ જવાય ? ૨૫૪
રુદય વિચારે વિક્રમ વીર, કિમ જવાઈ અગનીની તીર ?
એક જોજન જિહા પાવક બલે, તેહેંની ઝાળ કોઈ નવ કલે. ૨૫૫
જોતા સૂઝ એક નવિ પડે, વળી ઉતરે, વળી ટીંબા ચઢે,
કેહેને પૂછૂ ને સ્યૂ કરૂ ? અગનિ ઝાળમા કિમ પગ ધરૂ ? ૨૫૬
એમ વિમાસી ચિંતા થઈ, માસ એક તો જાશે વહી,
બ્રાહ્મણ બેઠો જોરો વાટ, અતરમા એ તો ઉચાટ ૨૫૭

દુહા

થયો અધિપતિ આકલો, કરૂ હવે હુ કાજ,
વૈતાલને હુ મોકલૂ, વાસવ પાસે આજ. ૨૫૮
વૈતાલ ! જાઓ વાસવ કને, વીર કરાવો વૃષ્ટ,
તે તો અગનિ ઉલવો, એહ શમાવો સૃષ્ટ. ૨૫૯
રાજા તે રણમા રહ્યો, વીર ગયો આકાશ,
પવનથી પહેલો જઈ, રહ્યો ઇંદ્રાસન પાસ ૨૬૦

---

૬૮ દેવ પોતાને સાથ્ય ૨૫૩ પેહેલો કે વેગ ચાને પા ચાલો ચાલ્યો૦ કે હીંડો એક નિદ્રા બે દન દુર બહુ કે–માહા ૨૫૪ બહુ કારિમા કે ઠામ ઠામ જાહો પા અદમ. ૨૫૫ રુદય૦ કે સુ કરે હરગીય, સુ કરે વીર પા સુ કરે વીક્રમ સુ મ્હે વીર અગનીની કે પાનકની એક૦–કે મા આ પન્નિ નથી ૨૫૬ વળી૦ કે ઉતરે ને ઘડ ઉપર ચડે ટીંબો ફ્રા બે પા ગાહેને ૨૫૭ ફ્રા બ્રામણ જોસે ૨૫૭ પછી કે મા આ પક્તિ વધુ છે ઝપાવુ અગનીમા જેહ, બાની નાડુ માહરિ દેહ ૨૫૮ હૂ પા સૂ થયો૦ કે એવુ વિચારી વાસવ ફ્રા વરૂણ, પાહૂ અહીં 'વાસવ (ઇન્દ્ર) જોઇએ વૈતાલને૦ કે પા અરે માત હરસીંય રૂ, રાખે માહારી લાજ. ૨૫' પા જાગો વાસક વીર૦ ફ્રા વીર ગયો કરવા વૃષ્ટ એહ રાજ૦ ફ્રા મા પઢ્યો છે ફ્રા સૃષ્ટ શમાવો પા સોભાવો આ ડી કે મા આમ છે—

વૈતાલ મ્હે સુણુ રાયજી, સીદ કરો છો કષ્ટ,
ઇન્દ્રપુરી જઈ આવશુ, કરાવુ જલ વૃષ્ટ

કરી સ્તુત્ય સુરપત તણી, તમો સુરનાયકનાથ,
વિક્રમ સેવક તાહરો, તાહરો જે શિર હાથ. ૨૬૧
દુ:ખભંજન દાવો લીયો, તો તાહરો પ્રતાપ,
સિંધલ જાવું એહને, અગનિ ઝાળ છે આપ. ૨૬૨
વચન પલે તો દેહ ધરે, નહિતર છડે પ્રાણ,
મહારાજ! પુન તે તમ તણો, તે તો તમને હાણ. ૨૬૩
સિંહલ જાવાનૂ મન કર્યું, મૂક્યૂ સઘલૂ રાજ્ય,
લાવૂ તિહાંથી પદમનિ, તે બ્રાહ્મણને કાજ. ૨૬૪
તિહાં ચોકી અગની તણી, જોજન ઉંડે ઝાળ,
તિહા કો નવિ જઈ સકે, અગનિ મહા વિકરાળ. ૨૬૫
બોલ્યૂં અમોનૂ નવિ કરે, (જો) હોયે વ્રતની હાણ,
તે તો રાજા નવિ ધરે, આપ શરીરે પ્રાણ. ૨૬૬
તમ પાસે હું મોકલ્યો, પામ્યો તમ દર્શન,
શીઘ્ર થઈ શિક્ષા કરો, વાટ જુઈ રાજન. ૨૬૭
સુરનાયક રીઝયો ઘણૂ, ધનધન વિક્રમવીર!
પરકારજ પ્રાક્રમ કરો, તે તો મુઝ શરીર ૨૬૮
પાલક બલે છે કારિમો, જલથી નવિ ઉલાય,
આણુ દેજે તૂ માહરી, કામ તમારૂ થાય ૨૬૯

---

૨૬૦ ૫ા ઇંદ્રાસનને ૨૬૧ ફ્રે. વીક્રમ. સીર વિક્રમ૦—કે રાજા ૬૫ પામે ઘણું ૨૬૨ ફ્રા સીંઘલ ૨૬૨ થી ૨૬૩ એ ત્રણ પંક્તિઓ કે મા નથી. ૨૬૩ પલે ૫ા પાલે ૨૬૪ ફ્રા કાજ્ય બ્રામણને ૨૬૫ મહા૦—કે આપે કાલ ફ્રા વીકરાલ મહા ૫ા. છે ૨૬૫ પછી ૫ા નો વધારો—

તેહેનો ઉપાયે કાહો તમો, તે જોજન ઉંડે ઝાલ,
વીક્રમને ચીંતા થઇ તે દીસે આલ પપાલ.

૨૬૬ ફ્રા વ્રતની ૫ા બોલું અગોલ બોલ્યું૦ કે તાહા જઈ રાજા નવ સકે જો હોયે કે થાયે તે તો કે નિશ્ચે નવિ કે નહી શરીરે કે રહેમા. ૨૬૭ શી કરી કે મા નથી ૫ા જુંરે ૨૬૮ સુરનાયક૦ સૂ. ી વાત સુર. ૨૬૯ ઉલાય કે

## ચોપાઈ

તે વેલાં તેડયો વરસાત, આવ્યો તતખિણ જોડી હાથ,
વીર તણી સાથે પરવરો, જે વિક્રમની રક્ષા કરો. ૨૭૦
પાવકને જે દેજો આણ, સુખથી કહેજો રૂડી વાણ,
તે અગનિ થાશે બે ભાગ, એક માણસનો દેશે માગ. ૨૭૧
અગનિ વચમાં ચીલો જડે, સુખે તેમાં પગલાં પડે,
તે ઠામે સીંચજો નીર, સુખે પધારે વિક્રમવીર. ૨૭૨
વળી કષ્ટ કાંઈ જિહારે હોય, તુઝને ગાજી ન શકે કોય,
એહ આદ્ય માહેરો કુમાર, હરસિદ્ધિ કરશે એહેની સાર. ૨૭૩
સાથે જલનિધિ તેડિયો, પથ બે જણે ખેડિયો,
વેગે રાય જુઈ છે વાટ, મન માહે જો અતિ ઉચાટ. ૨૭૪
બેઠો વાટ જુઈ છે રાય, આવ્યા બેહુ તે પલક જ માંહ્ય,
વાસવ સાથે વાત જ થઇ (તે) નરપત્ય આગલિ માંડી કહી. ૨૭૫
હરખ્યો રાજા સુણતે વાત, ત્રણે જણ તાં ચાલ્યા સાથ.
પછે પાવકને દીધી આણ્ય, પાવકે સાંભલી તે વાણ્ય. ૨૭૬
થઈ રહ્યો અગનિ બે ભાગ, મેહલ્યો વચ્ચ જવાનો માગ,
પછે મેહની કીધી વૃષ્ટ, સીંચી ધરતી શોભી સૃષ્ટ. ૨૭૭
મઘવા પ્રતાપે વરસ્યો મેહ, શીતલ થયો રાજાનો દેહ,
જોજન વોલ્યો વસમો ઠામ, થયૂં રાય કહે માહેરૂં કામ. ૨૭૮

પા ઉપાય ૨૭૦ તે વેના કે પા તતખણમા ૨૭૧ ફા દેજ્યો રૂડિ. અગની. તે કે મુઝ આણ પા માન રૂડી કે મેં કહી. ૨૭૨ ફા અગની સીચજ્યો જડે પા ઠરે પડે પા ભરે અગનિ૰ કે મા આ પક્તિ નથી ૨૭૩ કાંઈ ફા મારી વળી૰-કે વળી કષ્ટ હોયે જ્યહેરે, આદ્યા આવી કહે તાહેરે એહ૰ કે મા આ પક્તિ નથી ફા એહુ ઉ ૨૭૪ ફા જલનિધ પથ૰-કે પા પછે વીર મારગ ખેડિયો પા. મા 'પછે' ને બદલે 'તે' છે સંગ૰-કે પા મા આ પક્તિ નથી ૨૭૫ પા પલક પા સાથે જે. ૨૭૬ વાત કે. પા વાણ નવે જણ૰ પા કે મા આ પાદ નથી પાનકે૰-કે પા મા આ પાદ નથી. ૨૭૭ વચ્ચ પા વાટ માગ પા લાગ ફા સીચી સોભી પછે૰-કે પછે વૃષ્ટિ કીધી છે મેહ, શીતલ થયો રાજાનો દેહ. ૨૭૮ નવલો૰-કે મા આ પક્તિ નથી

દીધી શીખ જોડીને હાથ, વિદાય કરયો વિક્રમે વરસાત.
તિહાંથી આઘા ચાલ્યા જિમ, ચોકિ એક તો દીઠી તિમ. ૨૭૯
પંખી ઉડતા દીઠા દષ્ટ, જિમ થાતી હોય મેહની વૃષ્ટિ,
એહેમાં આઘા કિમ જવાય? પંખી દુષ્ટ કરડીને ખાય. ૨૮૦
મોટી ચાંચ, વિકરાલી દેહ, ગાજે જિમ અષાઢો મેહ,
લખ જીવ ઉડે આકાશ, રહી ન શકે કો તેહેની પાસ. ૨૮૧
વીમાસી તે હામે ઠરા, પાષાણુ એકઠા કોટિક કરા,
વૈતાલ સધાયે કીધો થાપ, ચાલો ચોકી મધ્યે આપ. ૨૮૨
દીઠો તે રાજાને જિમ, પંખી શીઘ્ર થઈ આવ્યા તિમ,
જંઘસ્થલ પોતે કાપિયૂ, રુધિર પાહાણુ મધ્યે થાપિયૂ. ૨૮૩
રુધિરાલુ તે પાહાણુ જ કરે, પંખી આગળ પોતે ધરે,
પંખી પડે વાટે જે ખાય, રાજા મારગ ચાલ્યો જાય. ૨૮૪
ક્યો ક્યો કરીને નાંખ્યા પાહૉણુ, ગળે આપે તે થઈ અજાણુ,
પોઢા પંખી દીઠા પડ્યા, બીજા નાસી ઝાડે ચઢ્યા. ૨૮૫
જે કો જાઇ એહને પાસ, તે જીવ્યાની મૂકે આશ,
એહેમા ભરિયૂ દીસે ઝેર, વીઠ વધારો એહેશૂ વેર. ૨૮૬

૨૭ જિમ પા. જાહરે તિમ પા. તાહરે તિહાંથી૦-કે વળા પથ ચા[illegible] રે, પખી દુષ્ટ દીઠા તાહેરે ૨૮૦ પખી૦-કે મા આ પક્તિ નથી એહમા [illegible] પંખી દુષ્ટ કે રૂધીર માસ ૨૮૧ ફુ. અસાઢો મોટી૦-કે મોટી ચાચ વિકર[illegible]પ, દેખી મનમા ચમકો ભૂપ રહી૦ કે. કેમ જવાય. તેહની પા. તેહેને ૨૮૨ કે [illegible] ફુ. પાષાણુ એક કાઢિ કકાર આમા લહીયાની ભૂલ લાગે છે ઉપર પા. [illegible] લીધો છે કે પાષાણુ અનેક એકઠા કરા. ૨૮૩ ફુ. સીઘ્ર જંઘસ્થલ૦-કે પ[illegible] પક્તિ લીધી છે માત્ર કે મા 'મધ્ય'ને બદલે 'ઉપર' છે ફુ. મા આમ છે [illegible]ર જાઘ પોતાની થાપીયો, રૂધિર પાહાણુ મધ્યે થાપીઓ. ૨૮૪ રૂધિરાલુ-કે [illegible] રુધિરવત, પા. રૂધીરાવા કરે પા. કરા પોતે કે મીતે ધરે. પા. ધર[illegible]૦-કે પખી અજાણ્યા પાણુ જ ખાય, પડે ફડફડી ભૂતલ માય પા. ખાવે [illegible] ૨૮૫ ક્યો૦-કે મા આ પક્તિ નથી આપો પા. આપો તેહ અજાણ પોઢ[illegible] અનેક દીઠા કે. હેઠા. પા. નાસીતે. ૨૮૬ જાઇ પા. જાગે. એહને કે, પખીને

સિંચાણે મન બીક જ ધરી, રાજા પાસ કો નાવ્યો ફરી,
શિથિલ થઈ મૂકી તે ઘાટ, પળ્યો પંથ સિંઘલની વાટ. ૨૮૭

કરે કામ મનથી કલ્લોલ, એટલે આવી ચોકી પોળ. ૨૮૮

દુહા

ખડી કર્કશા કારમી, પરવત જેહવો વેશ,
દંત (તો) તાડ સરીખડા, મહા ભયાનક કેશ. ૨૮૯
સ્તન મોટાં છે તેહનાં, વીરવી લાંબી કોટ,
ગજ ચરમ જેહેવો અંગ છે, ઉષ્ટર સરીખો હોઠ. ૨૯૦
નેત્ર તો ચક્ર સરીખડાં, પિલાં તેહેનાં રૂપ,
કૃત્યાને ' નીહાળતાં, ચિત્તમાં ચમકયો ભૂપઃ ૨૯૧
આ બાલા કિમ જિતસ્યૂ ? કિમ જવાશે વાટ ?
કર લબા તે કરી રહી, રોકયો મારગ વાટ. ૨૯૨
હસે, રમે, ને ઊછળે, નાચે ગાયે ગીત,
ભલે આવ્યો તૂં ભૂપતિ ! પ્રાણ આપવા પ્રીત. ૨૯૩
મુખવાસ માહેરા મુખ તણો, મેહલૂ તે મુખ માંહ,
એમ કરી કર ઝાલિયો, ભલે આવ્યો તૂં આંહ. ૨૯૪

ચોપાઈ

રાજાજીએ મનમા ધરૂ પ્રથમ હેત એ સાથે કરૂ।
સામ, દામ ને ભારે ભેદ, એમ કહ્યૂ છે વાણી વેદ. ૨૯૫

---

નૂકે પા. નૂકો એહમા૦ કે એહના દેહમા. ફા મીદ. એહસુ ૨૮૭ સિંચાણે—
કે મા આ પક્તિ નથી ફા પાસે ફા શથિલ, કે પા. શીઘ્ર મૂકી પા મુકો.
ઘાટ ફા વાટ પળ્યો પા પળીયો ૨૮૮ કરે૦–કે આપોઆપ કરે, પા. કરે આપ મનથી
ફા કોન મનથી ફા મથી ચોકી પા ચોથી. ૨૮૯ ખડી પા બેઠી કર્કશા પા
સ્તના. ફા. ફ્રુત્વા ફા વેસ ૨૯૦ પા વાસ્તન પા મોહોટા, ફા મોટા ફા.
તેહના જેહેવો પા જેહેનું પા ઉટના સરખા ૨૮૧ કૃત્યાને૦ કે કરતા ચીતમા
ચીંતના, ભય લાગો મન ભૂપ ૨૯૨ બાલા પા. નારી લબા પા. લાબા
૨૯૩ પા મીત્ય ૨૯૩–૪ આ કડીઓ કે મા નથી ૨૯૫ ફા. મા ચોપાઈ

ઇમ વિચારી આઘા જાય, જુહાર લેજો માહેરી માય!
ઇહા આપુ તાહેરી અરણ્ય, ઇહા આવ્યો છૂ તાહેરે શરણ. ૨૯૬
શરણાગત લાયક છો તમો, એહેવૂ જાણી આવ્યા છૂ અમો,
એમ કહી નામ્યૂ છે શીશ, મૂક્યો ક્રોધ રુદેથી રીસ. ૨૯૭
આઘો આવ્ય, હો પંથી! તૂ, લે વચન, નહિ મારુ હૂ!
જો નવિ દેતો મુઝને આશ, તો કરતી તાહેરો મુખવાસ. ૨૯૮
રાજાની તો ચિંતા ગઈ, બેઠો તેહેની પાસે જઇ,
કહે માનવ કે કો દેવ, કે કો માલાની છે સેવ ૨૯૯
કે કો વકો ગ્રહ છે દિશ, કે તમને કોપ્યા છે ઈશ,
કે આવરદા આવી રહ્યૂ, કે પાપ તુજ પૂરણ થયૂ ૩૦૦
કે અચાનક ભૂલો પડ્યો, (કે) આ ઠેકાણે આવી ચઢ્યો
કિમ મૂક્યો રાખ્યસનો ઠામ? કિમ વોહ્યો અમનિનો ગામ? ૩૦૧
કિમ સિયાળે મૂક્યો તુને? સાચી વાત માડી કહો મુને.
ગામ નામ ને કહો તમ જાત્ય, કહો વીતકની માડી વાત ૩૦૨

મૂક્યો મહિપત્યે મન આમલો માતા! મુજ કારણ સાંભલો
માલવમુખ ઊજેણી ગામ, તમ સેવક વિક્રમ મુજ નામ ૩૦૩

---

એ નથાણુ નથી કે પા. મા છે રાજાજીએ કે રાજાએ એમ ફા રાજાજી ખ્હે પ્રથમ૦ કે પ્રથમ સ્નેહ કરતાંસૂ કર સામ દામ૦ કે મા આ પંક્તિ નથી ૨૯૬ ફા વીચ્ચારિ પા આવ્યો લેજો ઇહાં૦—પા ફા ઇહા તો આયુ તાહરી, તાહરે અરણ્ય પણ આપ વધી જાય છે ઇહા પા હું, ફા. હું મા ૨૯૭ ફા તન્યો હું અમ્યો પા. આ પો હું શરણાગત૦—કે મા આ પંક્તિ નથી. ૨૯૮ આવો૦ પા. આવ આવ રે દેતો ફા દેતા ૨૯૯ કહે ફા કે, પા કેહે ભાઈ ક્હે૦—કે મા આ પંક્તિ નથી ૩૦૦ કે કો૦—કે ક્હે ભાઈ વાકા તમ દીશ પા કોપ્યો. કે આવ ર૦૦—કે મા આ પંક્તિ નથી ૩૦૧ ચઢ્યો. પા અટો. વોલ્યો પા. મુક્યો ૩૦૨ ને ફા તો. તમ ફા. ને ૩૦૩ પા આખશો. મૂકો૦—કે મા છે નહીં ફા મુખ્ય નાલવમુખ કે અધીપતી. તમ૦—કે વીરજીત રાજ મુજ નામ

નોધારાની વાહરે ચઢ્ઢ, ધાટ દોશોં દુશમનનો વડ્ડ.
અજિત માહૅરી પાસે બાણ, દુષ્ટ પાપીના પરહૂ પ્રાણ. ૩૦૪
પરકારજ તો વ્રત છે તન, સિંધલદેશ જાવાનૂ મન,
પદ્મની જિતી થાપવી, તે દુરબન વિપ્રને આપવી ૩૦૫
તેમા વિધન કરે કો કામ, નિશ્ચે તેહૅનો ફેડ્ડ ઠામ,
પ્રથમ દૈત્ય મેં તો મારિયો, જુધ કર્યું પણ તે હારિયો. ૩૦૬
પછે ઊલબ્યો અગનિ આણુ, મુઝથી તે હાર્યા સિચાણુ,
એહૅવા દુષ્ટ મેં હાથે હણ્યા, ભય પામે એમ પાપી ઘણા. ૩૦૭
પછે આવ્યો છૂ તાહરે પાસ, સિંધલ દેશ જાવાની આશ,

તાહૅરે બોલી કર્કશા વ ની, નહીં પોહોચે ભાઈ! તાહૅરી રવી ૩૦૮
જાર સુધી માહરી દેહૅ પ્રાણ, લોપે નહી કો માહરી આણ,
માહરી લીહ લોપે સરવથી, તે બ્રહ્માઈ સરજ્યો નથી. ૩૦૯
માહરી આણ લોપી જે જાય, નથી સૂર્ડ ખાધી કો માય,
તાહૅરી પેરે મેં વ્રત કરયૂ, તે નહિ થાયે મુઝથી પરૂ ૩૧૦
મૂકી ચોકી જે લોપે લાજ, પોહોચાડૂ પર લોક આજ,
પ્રથમ જુહાર કરયો તેં મુને, મૂકૂ જીવતો એક જ તુને ૩૧૧

---

૩૦૪ મી કડી કે મા નથી. ૩૦૫ ફા વ્રત તન પા એ તન, ફા એન પરમારથ૦ કે પરમારથ છે માહારૂ તન ફા જીજી વીપ્રને ૩૦૬ વીધન નીશ્ચે પ્રથમ૦–કે પરથમ મારજ એ ચારીયો દૈત હતો તેને મારીયુ (પુલ્લિંગ પ્રયોગ) ૩૦૭ ઉલવ્યો પા ઓલ વો આણ પા જાણ હારા એહવા૦ કે મા આ પક્તિ નથી ભય૦ મા ભય તાણ્ા તે પાપી તણા. ૩૦૮ પછે કે. તાહાથી સિંધ૨૦ કે મનમા સીંગલ જાવા આશ, ફા જાવા ઘો વાસ ૩૦૮–૧ પછી કે પા. મા આ પક્તિ વધુ છે–મટે ખોટી નવ કીજીયે, મુજને તાહા જાવા દીજીયે, પા મા આ ઉપરાત એક આ પક્તિ વધુ છે–તમો બેઠા રહો તમ ઘાટ, વીક્રમ કહે જાવા દો વાટ ફ્રુકશા કે પા કરતા (કૃત્યા) ૩૦૯ દેહ પા દે ફા. સુધિ લીહ પા આણ ફા બ્રમાઈ ૩૧૦ માહરી આણ૦ કે મુકી ચોકી જે આવો જાય ફા વ્રત પા. જાવે માયે ૩૧૧ મી કડી કે મા નથી લોપે ફા લોક પર પા જમ

માટે ખોટી શાને થાઓ? અધિપતિ આપ ઉજેણી જાઓ.
પરદુઃખભંજન વ્રત જે કર્યું, તે આજ થકી અધૂરું રહ્યું. ૩૧૨
આટલા દાહડા પોહોતી રલી, જ્યાર સુધી હું નો'તી મલી,
આજ થકિ તાહરું વ્રત ભંગ, જે ના'યો તે પુણ્ય જ ગંગ. ૩૧૩
જાવા દ્યું તો બ્રહ્મહત્યા પાપ, એહેવી પ્રતિજ્ઞા આપી આપ.
પૃથવીપતિ છો પાછા વલો, સ્યા માટે જમને જઈ મલો? ૩૧૪
શા માટે કરો દેહ ત્યાજ્ય? કરો જે પોતાનું રાજ્ય,
ગરીબ થકી તે વ્રત કિમ પલે? જાહરે નરને પ્રતિમલ મલે. ૩૧૫
અનમી નર અહંકારી હોય, માહરી લીહ લોપે નહિ કોય,
જે દાહડે વશો છો સિંધલદેશ, મેં તે દિવસે કીધો પરવેશ. ૩૧૬
તે દિવસથી આજ પ્રમાણ, નથી લોપી કોણે માહેરી આણ,
અનેક અહંકારિ આવિયા, (તે) જમસદન મેં વોલાવિયા. ૩૧૭
જેહને ઢુકડું હોઈ મરત, (તે) ઇહાં આવી ચઢસ્યે તરત,
વ્રત ચૂકો તો પુર પરવરો, નહિતર જમલોક સંચરો. ૩૧૮
જિહા તિહાં પ્રતિજ્ઞા કરે, કો થકિ તું તો નવિ ઊસરે,
આજ પોચાડૂ(તે) નામનૂં તીર, જોઊં સ્યૂં કરે છે તાહરો વીર. ૩૧૯
વૈતાલ સ્યૂ કરસ્યે તાહરો? જોજે પરતાપ તું માહરો,
પચ્છમ ઉગે કચ્છપતન, સત્યવાદીનૂં ચૂકે મન. ૩૨૦
ગંગાજી દક્ષિણમાં વહે, ચંદ્ર તણો રથ થીર થઈ રહે,
ડગે મેરૂ જો મૂકે માન, તિલોત્તમા જો ચૂકે તાન, ૩૨૧

---

૩૧૨ મી કડીથી ૩૨૦-૧ સુધીનો ભાગ કે મા નથી ૩૧૨ પા. ઉજેણે ૩૧૩ ફા. વ્રતભગ પુન્ય. પા. એકતા પણ જ્યાર સુધી. નાહાતે. ૩૧૩ પછી પા નો વધારો.- માહરિ પરતીગના છે નહું, અહુનીસ સ્થાનક બેઠી રહું ૩૧૪ ઘૂ પા. દેયુ એહની પા. તે ૩૧૪ ફા. બ્રમહત્યા પ્રતીજ્ઞા. ૩૧૫ પા નરનું. ૩૧૬ મેં પા મીં. ૩૧૭ પા. પરમાણ કોણે પા કો અહંકારિ પા. ઘણા કોડી. જમસદન પા. જમપુર ૩૧૮ ઉસરે પા ડરે ૩૧૯ પોચાડૂ પા ગયૂ. તાહરો પા મા નથી. ૩૧૮ નહીતર પા. પરતીગના ૩૨૦ ફા ચુકે. ૩૨૧ ડગે૦ કે. એ સરવે તો હવડા થાયે, પણ તે

અગનિ જો શીલો થઈ જાય, સલકે શેષ ધરા ન ધરાય;
લોપે સમુદ્ર મરજાદા યદા, એ સર્વે તો થાઇ કદા; ૩૨૨
માહેરી લીહ જે લોપી જાય, નથી સૃષ્ટિ બ્રહ્માની માંહે.
માહેરૂં પણ મિથ્યા કરી લેઊં, તાહરે તુજને જાવા દેઊં. ૩૨૩
હરસિદ્ધિનો સેવક જાણિયો, માટે પંડ રાખ્યો પ્રાણિયો.
ખોટી કરૂં કિમ માહરી ખ્યાત ? સાંભલ્ય વિક્રમ માહેરી વાતઃ ૩૨૪
બ્રહ્મહત્યાદિક પાતિક જેહ, મદિરાપાતિ ઘાતી દેહ,
બાલકવધ, ગોસ્ત્રીવધ થાય, પરદારાગામિ કહેવાય, ૩૨૫
ગુરુપતનીનું કરે ગમન, મૃતક સેજાનૂં લે જે અંન,
એહવાં પાતિક માથે લેઊં, (જો) સિંઘલ તુજને જાવા દેઊં. ૩૨૬
વિપ્ર થઈ નવિ પાલે ધરમ, કલીજુગમાં કરે કૂડાં કરમ,
ગોત્રીની પરણે કન્યાય, અનેક અધરમ છે અન્યાય, ૩૨૭
પંડિત થઈ કરે પાખડ, રાજા દે રહીયતને દડ,
એહવાં પાતિક માથે લેઊં, (તો) તુજને સિહલ જાવા દેઊં. ૩૨૮
બ્રાહ્મણનૂં જે વાવરે ધન, પ્રેત ભોજનનૂં ખાઇ અન,
પારકૂં સુખ દેખી જે બલે, હોયે બાર ને બતરીસ કલે, ૩૨૯
કલંક જૂઠાં ચઢાવે શીશ, રંક ઉપર જે આણે રીસ,
વગડે જઈ પડાવે વાટ, ઉથાપે જે શિવના ઘાટ. ૩૩૦

---

સીંગલ નહી જવાયે. ૩૨૨ મી કડી કે.મા નથી ફા. ધરણી ધરાય. પા. મુરજાદા ૩૨૩ જે ફા. તો ફા. સુષ્ટિ, પા સેષ્ટ ફા. બ્રહ્મા. મીથ્યા. પા દેશું. લેયુ ફા હું તાહરે૦, પણ એથી માપ વધી જાય છે માહરી૦—કે. મા આ પક્તિ નથી. ૩૨૪ ફા હરસીધ્ય ખોટી૦ કે. મા આ પક્તિ નથી. ૩૨૫ ફા. બ્રમહત્યાદિક મદિરાપાની કે. સુરાપાણી, પા. મદીરાપાની. પા પરદારાગમની. ૩૨૬ ગુરુ પતનીનું૦—કે માં આ પક્તિ નથી પા. દેયુ લેયુ ૩૨૭ અધરમ ફા ધરમ અનેક૦— કે. રાજા થઈ ચાલે અન્યાય ૩૨૮ પડિત૦—કે. મા આ પક્તિ નથી. પા. ડડ ૩૨૯ થી ૩૩૩-૧ સુધીની પક્તિઓ કે.મા નથી ૩૨૯ ફા બ્રામણનુ. વાવરે પા વારે. પ્રેત. પા ક્રીયા. ખાઇ પા. લેજે હોયે ફા. દીયે ૩૩૦ ફા. સીરા. સીવના.

સાસરવાસણી લૂટી હ્યે, વણુ અપરાધે દંડ જ દ્યેં,
પરરામાસ્યૂં રાચે રંગ, કરે મદ્યપાણીનો સંગ, ૩૩૧
અસ્નાતક જે અન્ન જ ખાય, જે કો ગુણુ ચુગલના ગાય,
કૂડી સાખ્ય ને કૂડાં કામ, કરે મંદિર દેવલને ઠામ, ૩૩૨
એહવાં પાતિક માથે લેઊં, જો લીહ લોપી (ને) જાવા દેઊં,

એહેંવી પ્રતિજ્ઞા કર્કશા કરે, ધરણીપત્ય મન માંહિ ધરે: ૩૩૩
એણી રીત્યે અસત્યનાં ભર્યાં, એહેંથી કામ માહેંરાં નવિ સર્યાં.
વેરીને જે શિર નામીઈ, તેથી સિદ્ધિ તો નવિ પામીઈ, ૩૩૪
વેરીની વખાણે વાત, તો પીત્રી પંડ ન ઝાલે હાથ,
વેરીનાં કરવાં પડે વખાણુ, તેથી તજવા રૂડા પ્રાણુ. ૩૩૫
જે કોઈ વેરીના ગુણુ ગાય, નિરાશ તેહેંના પીત્રી થાઈ,
વેરીનાં જે કરે કામ, નામરદ, નિર્માલ્ય નપુંસક નામ. ૩૩૬
વેરીના જે ઘરમાં જમે, તેહેંના ગુણુ કોને નવિ ગમે,
વેરીનો જે ફેડે ઠામ, મરદ મુછાલો તેહનૂં નામ. ૩૩૭
જો કાંઈક બલ ભુજમાં હશે, તો તો કામ આપરણૂં થશે,
કરગરચ્યા વલવલ્યાનૂં નહિ કામ, નારી નીચ નમેરી નામ. ૩૩૮
જોઊં એહેંમાં કેટલૂં છે જોર, એહેંના બલનો લેઊં અંકોર,
રાયે ભમર ચઢાવ્યાં શીશ, કાઢ્યૂં ખડગ કરીને રીસ. ૩૩૯

૩૩૧ હ્યે. પાનીનો ૩૩૨ અસ્નાતક ફ્રા. અસ્નાને ફ્રા. જે કો. અન્ન ફ્રા. અન, પા. અંન્યા. જે કો૦ પા. જુઠા ગુણ ચુગલીમા ગાયે ૩૩૩ ફૂકરાઃ. પ્રતીજ્ઞા. કર્કશા કે. જખણી, પા. કરતા. ધરણીપત્ય૦–કે. રાજાજી હૃદયામાં ધરે. ૩૩૪ ફ્રા. એણી રીત્યે પોતે અસત્યનાઃ પણુ માપ વધે છે. ફ્રા. સીર ફ્રા. સીદ્ધ પા. ન માયે. પામા રાયે. તેથી૦–કે તેથી જય જશ નહી પામીયે. ૩૩૫ પા. વીખાણો. વીખાંણુ. ૩૩૫ થી ૩૩૭ એ કડીઓ કે. માં નથી. ૩૩૬ ફ્રા. નીરમાલ્ય. નપુંસક ફ્રા. તેહનું. ફ્રા. નિરાસ. ૩૩૮ તો૦–કે. તો તો સીધ્ય કારજ થશે. ફ્રા. તો તે. આપણુ. નમેહરી. કરગરચ્યા૦–આ પંક્તિ કે માં નથી. ૩૩૯ ફ્રા. હ્યું, પા. લેવું. રાયે કે. આણી. કીને રીસ કે. છેદવાને શીશ, પા. રાજાયે રીસ.

સાંભળજે રે તૂં તો રંડ ! પાપ રૂપ કરતી પાખંડ,
નાંખે ઘાયો રાજા જેટલે, કૌતિક એક થયું તેટલે. ૩૪૦
નાંખી ચીશ ટકેશાએ ઘણી, તવ થરકયો ઊજેણી ધણી,
જાણે કોયક ગાજ્યો મેહ, લાગી બીક રાજાની દેહ. ૩૪૧
જાણે કાટકો મહા ઘનઘોર, બ્રહ્માંડ ગડગડે તિમ થયો શોર,
લાગી રાઢ, રચ્યો માહાજંગ, સેવક સાહે નહિ કો સંગ. ૩૪૨
જેટલું જેહેમાં હુતું જોર, અધિક તે કીધા અંકોર,
જેહવું પ્રાક્રમ, જેહવો પાર, કો કોથી નવિ પામે હાર્ય. ૩૪૩
વિક્રમ મન વિચારિ જોય: નવિ હારે, નવિ જીતે કોઈ,
માહરી મારી એ નહી મરે, માહરો અર્થ કિમે નવ્ય સરે. ૩૪૪
વઢતાં વઢતાં દાહા જશે, વિપ્ર વાયદો પૂરો થશે,
એમ કરતે પડિ છે રાત્ય, વિક્રમે મન વિચારી વાત. ૩૪૫
રાય કહેઃ નહિ જાણી અમો, સુખે ગામ બેહાં રહો તમો,
વલ્યો પાછો આપે ડોલતો, વનિતા સાથે વાણી બોલતો: ૩૪૬
ખરી કરી પ્રતિજ્ઞા માત ! તમે સાંભળો માહરી વાતઃ
કથ આજ્ઞા લોપે સતી, જુલમે જાર કરે જે અતિ, ૩૪૭
વ્રત દિવસે જે અંન વાવરે, પરણી નારી જે પરહરે,
વિપ્ર સાથે વેહેર જે વરત, ગોત્રી હણીને લે જે ગરથ: ૩૪૮

૩૪૦ સાભળજે૦-કે મા આ પક્તિ નથી પા ઘુ રડારડ કોતગ નાખે૦ કે. મા આ પક્તિ લહીયાની ભૂલથી પડી લાગે છે ૩૪૧ ફો ફૂન્શા, પા કરસાયે. ૩૪૨ ફો બ્રમાડ સોર થયો પા એ. ૩૪૧-૨ અને ૩૪૨-૧ એ બે પક્તિઓ કે. માં નથી. ૩૪૨ લાગી૦-કે લાગી રાડ માહોમાહે વડે, એક એક ઉપર ચેતી ચડે. ૩૪૩ જેટલું-કે. મા આ લીટી નથી ૩૪૪ માહરી૦-કે મા આ પક્તિ નથી. પા. જોપે કોયે નહી પા. નવ ૩૪૫ વઢતા વઢતા કે વાદ કરતા ફો. વિચ્ચારી વિક્રમે૦-કે રાખુ યુદ્ધ પછે માહી વાત ૩૪૬ ફો અમ્યો તમ્યો. વનીતા. ગામ પા ઠામ. સાથે ફો સત્ય. ૩૪૭ ફો તેં કરી પ્રતીજ્ઞા માત ફો. તમે સાભળો એક. ફો જુગમ જતી. ફો અતી જુગમે૦-કે. પાખડ જાર કરે જે જતી. ૩૪૮-૯ આ બે કડી કે મા નથી ૩૪૮ ફો વ્રત દિવસ અન પરણિ નારિ વિપ્ર. પા

પાટધાય જે પાપી દે, પ્રબ્રહ્મણ લોભેથી લે;
જૂઠ્ઠૂ જે કો બોલે બોલ, અધિક ઊંછૂ તોને તોલ, ૩૪૯
કુટુંબ કલહો તે પરસ્પૂ મેલ; ઘૃત માહે જે ભેને તેલ,
દુધપાણી કરે એકઠા, ઉદવસ કરે જોગીના મઠા; ૩૫૦
ગામ ભગાવે, વાલે ગાય; આપ ગરજ કરે અન્યાય,
કન્યાવિક્રય, વિક્રે ગાય, શિવ નિર્માલ્ય ખાતેથી ખાય; ૩૫૧
વેચે પુસ્તક, વેચે ભૂમ, વેચે દેવ, વેચે જે વ્યોમ,
વેચે કનક, વેચે જે ખીર, વેચે અનરસ વેચે નીર, ૩૫૨
આપ્યાનો અહંકાર જ કરે, આપી વસ્ત જે પાછી હરે,
પચ આસ વિણુ ભોજન કરે, અહંકાર મન અધિકેરો ધરે; ૩૫
એહવા પાતિક (હૂ) માથે લેશ, જો ન જાઊં હૂ સિંધન દેશ
કપાસ, નિલ વોહરે જે ગની, સજન બેસવા ન દે મની. ૩૫
વ્રત વિપ્ર તો જે કરે લોપ, ધેનુ બ્રાહ્મણ ઉપર કોપ,
માબાપની સેવા નવ્ય કરે, મૂકી થાપણુ હૂંસે હરે, ૩૫
મદિરા ગાળે ભાઠી જેહ, રાખે મલીન પોતાની દેહ;
અણુગળ પાણી જે કો પીઇં જીવ મારતે જે નવિ બીહેં, ૩૫૬
તજે શ્રાદ્ધ સેવા સુજન, ગાડી વાત પર રાખે મન,
ખેડે હળ વૃષા વિણુ ખણે, વાપે ગલી જે કો કરસણે, ૩૫૭

વેહેર જે વરત, ફ્રા કરે જે મથા ફ્રા ગ્રથ. ૩૪૯ ફ્રા ઝમરપુ અધીક પાપર ૩૪૯ પછી પા મા વધારો વીસવાસે ઘાત ધીરજે દ્રોહ, માત બેહેન ઉપર જે મોહ. ૩૫૦ પા. કુટમ કલો ફ્રા પાણી ૩૫૦-૨ થી ૩૫૩ એ કડીઓ કે મા નથી ૩૫૧ પા ગરજે અન્યાયે ગાયે ખાવે ૩૫૨ મા પુસ્તગ ફ્રા પૂસ્તક મા ભોમ ૩૫૩ પા અહંગે ૩૫૪ પા જાડુ ફ્રા. કપાશ પા જીવ મારતા દેરાત નવ પાયે ૩૫૪-૨ થી ૩૫૮-૧ સુધીની પક્તિઓ કે મા નથી ૩૫૫ ફ્રા વ્રત પીમનો ન ન કરે લોપ, આમા 'ન ન' થી અર્થ ઉલટાઇ જાય છે, તેથી 'ન ન ને બદલે જે' લીકએ ફ્રા. બ્રામણ 'કરે કોવ', પણ માપ વધતા 'કરે' પડતું મૂક્યુ છે, તેમ પા મા 'કરે' નથી શેવા. હુસે પા ચોરોની ૩૫૬ ભાઠી ફ્રા બ ઠે મલીન પાણિ પા. અણુગણુ ૩૫૭ શ્રાધ. ગાડી ફ્રા માડી ફ્રા. પરખે

એહવાં પાતિક માથે લેશ, જો ન જાઊં સિંહલ દેશ.
બ્રહ્મહત્યાનું મોટૂં પાપ; વણુ વાંકે જે દે કો શાપ;　　૩૫૮
જોગી જમાડે ને કરે નકાર, લોકની નંદા કરે અપાર;
ગરભપાત કરે જે જાર; પાડોશી ઉપર આણે ખાર;　　૩૫૯
એહવાં પાતિક માથે લેશ, જો ન જાઉં હું સિંહલ દેશ;
રોકી બેસ તૂં તાહેરો ઘાટ, લાવું પદમની આંણિ વાટ.　　૩૬૦
તાહેરે કરૂં તુઝને પ્રણામ, તો તો કહેજો વિક્રમ નામ.

કૃત્યા કહે છે પાછા વળો, રાખો મન માંહિ આંબલો.　　૩૬૧
જોરાવર થઈને આવજો, હિમાતીને તેડી લાવજો;
મુછ મરડીને હવડાં (તો) જાયો,અમથા સમ ખવાય તિમ ખાયો. ૩૬૨
પાછા વાલો ને રાખો જેર, પેલા અવતાર લેજ્યો વેહેર.
એમ કહીને કૃત્યા હસી: તાહેરી વાત મારે મન વસી.　　૩૬૩
જિમ તિમ કરી ઉગારો જીવ, વણુ ખુટે મરે છે દૈવ,
ફોકટ ફુલ વખાણી જાયો, સિંધલ જવાનો નહિ દાયો.　　૩૬૪

દુહા.

પાછે પગલે ઊસરવો, વિક્રમ વીસ જ વામ,
સમરણ કરયું વેતાલનું, વીર છે તાહરૂં કામ.　　૩૬૫

---

૩૫૮ ફા. લેશ. બ્રહ્મહત્યા કે. બ્રમનઘા. ૩૫૯ જોગી૦–કે. આપ ગુરૂનો કરે જે લોપ, ધેનુ ઉપર આણે કોપ; પંચ ગ્રાસ વીણુ ભોજન કરે ગોત્રી હણે ને ગરથ જ હરે. લોકની૦ પા. અન્ય લોકનો ન દેયે આહાર. પાડોશી કે ખરા ૩૫૯ પછી કે. માં આ પંક્તિ વધુ છે—જેહુ દેખી જે નવ શકે, નદી બીજે પાણી તે પખે ૩૬૨ કૃત્યા ફા. વીક્રમ, કે. કરતા (કૃત્યા). પા માહી. ૩૬૨ ફા. આવજ્યો. લાવજ્યો. મુછ૦-કે. માં આ પંક્તિ નથી. ૩૬૩–૪ આ બે કડી કે. મા નથી ૩૬૩ ફા. રાખોને. પેલા. પા. ગેહેલે. લેજ્યેજી ફા. તજ્યેજી. મન પા. દલ. ૩૬૫ ફા. વીક્રમ વીર વામ, પરંતુ તેનો અર્થ બેસતો નથી. કે. પા. પ્રતિમા 'વિક્રમ વીસજ વામ' છે. વીર૦–કે. હવે તમારું કામ, પા. વીરા તાહરૂ કામ અકલિત–કે અકલી જે ન કલાયે, ફા અકલીત

ખોદી સબ્રુગ પૃથવી વિષે, અકલિત તે ન કળાય,
નિર્લે થઈ તે સણુગમાં, પોતે પેઠો રાય. ૩૬૬
ખણી પૃથ્વી પાતાલમાં, વિક્રમ વીરનૂ રૂપ,
ફૂત્યા તો તિહા રહી, ભૂમિમાં પેઠો ભૂપ. ૩૬૭
કોણે મર્મ ન જાણિયો, ચાલ્યો ચતુર સુજાણ,
મૂકયો ઠામ કર્કશા તણો, આવ્યા જિહાં છે પહાણ. ૩૬૮
તિહાં તો સણુંગ ચાલે નહિ, ફીપો મન વિચાર,
ઉપર આવ્યો અધિપતિ, સિંઘલ દેશ દરબાર. ૩૬૯
પુરુષ આકારે પાહાણ છે, કેઈ લાખ ચિહૂ પાસ;
એ પોલે કિમ પેસશૂ? મૂકી મનની આશ. ૩૭૦
જોધો હોય તો જુધ કરૂ, વેરીનું લ્યૂ વેર,
પવન થકી થાઈ પાહાણિયા, તેહની તે શી પેર? ૩૭૧
પવન ઝાલ્યો તે કિમ રહે, અડે આપણી કાય,
પછે પ્રાક્રમ સ્યૂં કરૂં? જોડ પૂતલૂં થાય ૩૭૨

ચોપાઈ

તે પોલ માહે જે કો જાય, પાહાણ પૂતલૂ કાયા થાય,
તે ઠામે આવ્યો અધિપતિ, અતરકરણમા ચિંતા હતી. ૩૭૩
અગે આવી વાયુ અડે, દૃશદ થઈને હેઠો પડે,
મહિપત્ય મન વિચાર જ કરે, કિમત્ય મેહેલે તો નહિ સરે. ૩૭૪

---

તેહની કાય. ૩૬૬ ફા નીલેં. પોતે ફા. તેહમા ૩૬૭ ફા ખુભી વિક્રમ પા નીકાલ નરનું રૂપ તો તિહા પા ઠેહાણે ૩૬૮ ફા કકશા પા જાણો ઠામ ફા ગામ જિહા છે પા આગવ ૩૬૯ ચાલે પા. ચાલી ઉપર૦-કે બેઠી ઉપર આવીયો, સીંગલ કરે બાહાર ૩૭૦ પાસ પા. ચોપાસ ફા 'એ પોને બેસશું,' આથી માપ ઓછુ થાય છે, તેથી કે પા મતિઓને આધારે 'કિમ' ઉમેર્યું છે ક લાખ-કે શત સહસ્ર મુકી૦ કે પા મુકો મન નિસવાસ. ૩૭૧ પા લેયું ફા પાહાણિયો ૩૭૨ મી કડી કે માં નથી ૩૭૨ તોડ ફા તો પાહાણ પૂતળૂ થાય ૩૭૩ ચિંતા. કે. પા તે પોલ માહે જે કો જાય ફા જે ઠામે તે પહેલે જાય ઠામે ફા ઠામે તે ઠામે૦-કે મા આ પક્તિ નથી હતી પા. થતી ૩૭૪ અગે આવી કે

અંત્રીખ ઉડી નવિ જવાય, શણુગ ભૂમિ તો નવિ ખોદાય,
વીર પ્રતે તો આજ્ઞા દીધ, કામ એક કરો ને સિદ્ધ. ૩૭૫
લોહ તણી કોઠી એક લાવ્ય, પલક માંહે તૂ વેગે આવ્ય.
ધાયો વીર કહેતા તે દિશ, લોહ કોઠી ઉપાડી શીશ. ૩૭૬
મહુરત વાર ન લાગી ત્યાંહ, આવ્યો નરપતિ બેઠા જ્યાંહ,
સાબાશ તૂં, ધન તુઝ નામ, તુઝ વિણ કુણ કરે એ કામ. ૩૭૭
રાજા પેઠો કોઠી ઠરી, દીધૂં ઢાંકણું જતને કરી,
પવન કરે નહિ તિહાં પરવેશ, નહિ અજુઆળું તેહેંમાં લેશ. ૩૭૮
મહિપતિ એહવી મન મોટીઇ, ઠરી રહ્યો લોહની કોઠીઇ,
વાયુ માહે ન પેસે કોય, કુશલ કલ્યાણ રાજાને હોય. ૩૭૯
વાયુરૂપ વેતાલજ થયો, કોઠી આઘી લેઈ ગયો,
તિહાનો વાયુ આવ્યો જેટલે, લોહ પાષાણ થયો તેટલે. ૩૮૦
મૂકયો પાછળ જોજન કોર, તિહાથી તેહનૂં ભાગૂ જોર,
રાજા કોઠીથી નીસર્યો, ભય પાહાણ તણો વીસર્યો. ૩૮૧
દીઠો સિંઘલ ગઢ અનૂપ, નીરખતાં તે રીઝયો ભૂપ;
પેસવા માંડ્યૂં નગર મુઝાર, દીઠા હસ્તી અપરંપાર. ૩૮૨
નૌતમલોક ઉપર તે ધસે, આગ્યા સામટા સહસ્ર દશ વિસે,
મારે સુંડ, ડોલાવે શીશ, કરે ગરજના દશે દિશ. ૩૮૩

---

તે ઠામનો દૂશદ પા૰ પથર મહીપત્ય કે બેંડો ૩૭૫ નવિ જવાય કે વજરજ (વજ્જ) થાય ફ્રા ભુમી પા૰ શણુગ ભૂમિમા નવી પણાયે કામ૰–કે વસ્તી સેહેરમા જાયો નહી ૩૭૬ પા૰ પલ માંહી ૩૭૭ ૧૮–૧ કે. મા નથી ફ્રા રેબાસ પા૰ સાબાસ ધન નરવરનુ નામ મહુરત વાર કે વાગ પલક તુ ધન તુજ કે બાપૂર નીરમન. ૩૭૮ ફ્રા કરિ મહીપત્ય કે મહીપત આપ અક્લ મોડીયે ફ્રા. કુસન. વાયુ૰–કે મા નથી ૩૮૦ ફ્રા રૂપે કાઠી૰–કે અતરખ કોઠી લેઈ ગયો ૩૮૨ પા૰ નીરખતામા મોઝાર ૩૮૩ નૌતમ૰–પા૰ ધડ પાછલ ચોકી તે વસે, નૌતમ લોક ઉપર તે ધસે. પા૰. મા ૩૮૩ ના પહેલા પાદને બદલે ઉપર આપેલા બે પાદ છે, બીજું પાદ તે પા મા ત્રીજુ છે, ત્રીજું તે ચોથુ છે અને ચોથુ પાદ નથી કદીનુ પહેલું પાદ મ્હીને

સહુ સાથે વઢાસ્યે કિમ? દીસતા છે મોટા જમ;
શીઘ્ર વીર થશે તે સહિ, કરી ગર્જના તો લે તહિં. ૩૮૪
ધાયો રહે આણીને રીસ, નાગ હસ્તીનાં છેદ્યાં શીશ.
પાછું જોવા કો નવિ રહ્યા, રણવેણી સૌ નાસી ગયા. ૩૮૫
નાઠા ગજ ધસમસ ધસ્યા, વીર વિક્રમ બે હડહડ હસ્યા,
પેઠા સિંહલ નગરી માંહે, ઇંદ્રાસન શોભા છે ત્યાંહ. ૩૮૬

સપન માંહે નહીં કોને શોક, સુખી છે તિહાં સહુ લોક;
ફળી વનસ્પતિ બારે માસ, સહુ કોને મન લીલ વિલાસ. ૩૮૭
એહવી વિકટ જિહાં ચોકી ફરે, તેહને પીડા કુણ જ કરે?
માન સરોવર ફરતાં નીર, દેવતાઈ વૃક્ષ તેહની તીર. ૩૮૮
ઘરઘેર એલચી કેરાં વન, કળા બોહોતેરી સર્વે જન,
લુંબ, દ્રાખ, બીજોરાં ઘણાં, ફૂલ્યાં ઝાડ તે ચંપા તણાં. ૩૮૯

---

આ એક વધારાનું પાદ છે. ધમક ગાજે ધાયક ધાય. ફ્રા. સુદ્ર. સોસ. ૩૮૩ ની પછી કે. માં આમ છે

ઘર પાછલ ચોકી જ વસે, નીતમ માણસ દેખી ધસે,
આવ્યા સામટા સહસ્ત્ર બ ચ્યાર, મહીપત ઉપર કરવા માર

૩૮૪ ફ્રા. સંગ્રામ વીર થયો સહિં. નાગ૦-પા. નાઠા હસ્તી નાંખી ચીસ. ૩૮૪ અને ૩૮૫-૧ ને બદલે કે. મા આ પંક્તિઓ છે:—

અરે વીર! આ હમ હારસે, નાસંતાં તો એ મારસે,
એવું વચન સાંભળીયું તહીં, વૈતાલ રૂપ ધરીયું તે સહી;
ગજ ઉપર ધાયો કરી રીસ, નાઠા હસ્તી નાંખીને ચીસ.

૩૮૫-૨ રણ વેણી૦-કે. વન મારગ દોહે દેશે થયા પા. ફ્રા. સૌ કો. ૩૮૬ નાઠા ગજ૦-કે. નાસંતા ગજ દીઠા તેહ, વીર ને વિક્રમ હસીયા બેહ. ૩૮૬ પછી કે. પા. નો વધારો-સીંગલની શોભા એ પેર, પરગટ પદમી ઘેરે ઘેર. ૩૮૭ સુખી૦ પા બતરીસ લખણ સરવે લોક. બારે માસ કે. કારોડાર ફ્રા. વીલાસ. સહુને૦-કે. નવલી લીલા કરેકાર. ૩૮૮ માન૦-કે. માં આ પંક્તિ નથી. કળા બહોતેરી કે. બતરીસ લખણ ૩૮૯ લુંબ પા. લીઆ. ચંપા કે. એલચી પા. ચંપક.

પાન લવિંગ તણાં જિહાં વન, અમૃત જેહવા ચંદન ઘન,
પાન તણી વાડી બારણે, ખીલ્યાં કમળ પૂજાકારણે. ૩૯૦
જાઈ, જૂઈ લતાના વેલ,, ફણુસ નીલી સોપારી મેલ,
સીતાફલ અધિક અંબાર, બીજાં ફલ ભૂમિ અપરંપાર. ૩૯૧
સિંઘલ કેરી વાડી વિવેક, કહેતાં નવિ તેહનો છેક,
જાણે ઈંદ્રપુરી માહાત્મ્ય, અશોક લંકાની સમતુલ્ય. ૩૯૨
જાણે રતનાગરની ખાણ, જાણે કોયક ધરમીની આણ,
કૂડ કપટ નહિ કોહની દેહ, સદા નિરંતર વરસે મેહ. ૩૯૩
છઈ રતની શોભા જેહ, દેવ રૂપ સહુકોની દેહ,
વીણાવંશ મયૂર મૃદંગ, કાંશી તાન ભલેરા રંગ. ૩૯૪
સહુકો માંહે લક્ષણ બત્રીસ, રાગ આલેપે છે છત્રીશ,
ઉત્તમ સ્વરથી ગાઈ ગીત, પરિભ્રહ ઉપર સહુને પ્રીત. ૩૯૫
પગલે પગલે શિવપ્રસાદ, સુખસાગર અતિ ઉલાદ,
કિરતન નિત્ય કનૈયા તણાં, નીવાણ નીર તણાં છે ઘણાં. ૩૯૬
સદાવૃતિ ઘેરેઘેર હોય, નહિ કો ભૂખ્યો દુખિયો કોય,
જિહાં જુઠ્ઠું બોલ્યાનો નેમ, સદા નિરંતર કુશલખેમ. ૩૯૭

લીલાલહેર ગુણ ગીત ગવાય, જોતો જોત નૃપતિ જાય,
મહિમા જોતાં અટકે મન, રુદયામાં રીઝયો રાજન. ૩૯૮

---

૩૯૦ પાન લવીંગ૦–કે. માં આ પંક્તિ નથી તિહાં. પા. તે ખીલ્યાં૦ કે. કમળ શીવપુજન કારણે. ફા. પુજ. ૩૯૧ ફા. ભુમી. ૩૯૧ મી કડી કે. પા માં આમ છે:–નીલી સોપારી નારલ કેળ, જાયે જુઇ ને કેતકી કેલ; ફણસ સીતાફલ અંબ અનાર, બીજાં ફલ છે અપરંપાર. ૩૯૨ સિંઘલ૦ કે શી કહું સીંગલ શોભા એક, વીવીધ પ્રકારે તેહ વીવેક. ફા. તુલ્ય. ૩૯૩ ફા. કુડ. નીરંતર. ૩૯૪ ફા. સોભા. ૩૯૨–૨ થી ૩૯૪–૧ એ પંક્તિઓ કે.માં નથી. ૩૯૪–૨ મયુર કે. મધુર. કાંશી૦–કે, પા. કાશી વાંસી નવલેરો રંગ. ૩૯૫ અલાપે. ફા. અલેખે ફા. પરીભમ. સ્વરથી ગાઇ કે. સ્વરે અલાપે. પા. પ્રીત્ય. ૩૯૬ સીવ. સૂખ. પગલે૦–કે. પગલે પગલે અતિ લીલાયે. ફા. અતી સુખ સાગર. કિરતન૦ ફા. કીરત શી કહું તે તેણાં. ૩૯૬ ના બીજા પાદથી ૩૯૮ના પહેલા પાદ સુધીનો ભાગ કે.માં નથી. ૩૯૭ ફા. નીતરંતર. ૩૯૮ પા.

ધન ધન ભૂમિ, માહરૂં ભાગ્ય, જોયો દેશ અલૌકિક જાગ્ય,
ધન હરસિદ્ધ, ધન પુરપ્રવેશ, ધન ધન છે એ સિંઘલ દેશ. ૩૯૯
પરકામે આવ્યો એ ઠાર, સફ્લ થયો મારો અવતાર.
ન ધરી બીક મન માંહિ છેક, એટલે દીઠી વાડી એક. ૪૦૦
જેહવી અશોક રાવણુ તણી, તેવી રિદ્ધિ તેમાં ઘણી,
નિરખી વાડી પેઠા માંહિ, સખી બાહેરી બેઠી'તી ત્યાંહ. ૪૦૧
રમત્ય રમે પોતાને મન, જોઉ જઈ બેઠા રાજન;

સજ્યા છે સોળે સણુગાર, રૂપ અલૌકિક અપરંપાર. ૪૦૨
નાગાંગના કે દેવાંગના, શોભે બીજી કુણુ સંગન્યા.
જાણું ઇંદ્ર તણી અપછરા માનની મદભરી મચ્છરા. ૪૦૩
પાછું જોયું સઘળી નાર, દીઠા માનવ તેણી ઠાર,
આપહુઘડામાંસાયું જોઈરહી, આ કુણુ એમ વીમાસણુ થઈ. ૪૦૪
સાન કરી જે તું જો જાય, ચોકીવાલા કરશે ઘાય,
કિમ આવ્યો અઓસાથમાં ? કિમ ઝાલ્યું આયુ હાથમાં. ૪૦૫
પુરુષવેશ છે પાછા વળો, માનનીઓ સાથે કિમ મળો ?

નરપત કહેઃ સાંભલ રે નાર, સ્યૂં બોલે તું વારંવાર,
તમમાંથી નારી એક લેશ, જાણુશો બાપો સિંઘલ દેશ. ૪૦૬

નરપતિ. જો તે. મહિમા૦ કે. જોતાં લીલા અટકે મન, અતી ઘણું રીઝે રાજન, ૩૯૯ ફા. ભુમી. પા. ફા. અલોકિક. ધન ધન ભૂમિ૦-કેમાં આ પંક્તિ નથી. ફા હરસિધ. પુરપ્રવેશ કે. માહરો વેશ. ધન છે એ કે. મેં દીઠો. ૪૦૧ ફા રિધ્ય. પા. તેમાં પા. ફા તે વાડીમાં તેવી૦-કે. તેથી દીસે સોભા ઘણી. બાહરિ કે. બાર. ૪૦૨ બેઠા પા ઉભો. સજ્યા છે પા સોલે સરખી ફા પા. અલોકિત ૪૦૩ ફા. સોભા ૪૦૨-૨ થી ૪૦૩-૧ આ પંક્તિઓ કે.માં નથી. ૪૦૩ મદભરી પા. મોહભરી. તેણી ઠાર કે પડિયો બાર. ૪૦૪ આપ હુઘડામાં કે. પા. એક એક એમ પા. આવ્યો. જે તું જો કે. તું આહાંથી. ચોકીવાલા૦ કે. તારે વજ્રનો બોલો રાય. ફા. કરસે ૪૦૫ મી કડી અને ૪૦૬-૧ એ કે.માં નથી. ૪૦૫ આયુ પા. આયુધ. ૪૦૬ તું પા. છે.

નથી આવ્યો રમવા કારણે, બળ કરી તાહરે બારણે,
તાહરી ચોકી મુજને સ્યૂં કરે ? કરે ખેદ તે નિશ્ચે મરે. ૪૦૭
રમત રમવાને આવ્યો નથી, તુજને લેવા આવ્યો સર્વથી,
વોલ્યાં છે વસમાં બહુ ઠામ, એક પદમની કેરે કામ. ૪૦૮
આવ્યાં છૂં અમો તમ કાજ, માટે શીદ ધરો છો લાજ ?

રાય વચન સાંભલીને રહી, અચિરજ પામી ઉભી રહી. ૪૦૯
એહેવી વાત શામા(ઇં) સાંભળી, મુખ વચેં ઘાલી આંગલી:
કુણ હરી દેવ કે દાનવી ? કુણ હરી મોટો માનવી ? ૪૧૦

દુહા.

એક જ બોલી બાલિકાઃ સ્યૂં તુઝ પ્રાક્રમ આમ ?
બોલ્યૂં પાલો છો આપથી, નર રાખો છો નામ. ૪૧૧
કિમ ચોકી વસમી વોલ્યો ? કિમ જિત્યા એ દૂત ?
છો કો દેવ કે દાનવી ? સિદ્ધ છો કે અબધૂત ? ૪૧૨
નથી કામ માનવિ તણું, જે આવ્યા આ ગામ;
તમે આવ્યા કિમ કરી, કહો તમારું નામ ? ૪૧૩

---

૪૦૬ તમમાંથી૦ કે. એક સખી આમાંથી હેરા, તાર પછી જાયું માહારે દેરા. ૪૦૮ તુજને કે. સ્ત્રી તે એક. ઠામ ફા. ગાંમ ૪૦૯ ફા. સીદ. કરો કે. પા. ધરો. રાય૦ કે૦ માં આ પક્તિ નથી. પામી પા દેખી. પા. ઉભી થઈ. ૪૧૦ એહવી૦ કે. રહી સખી તે વાચા સાંભલી કુણ હરી૦ કે. માં પંક્તિ નથી; પણ અહીં કે. માં આ વધારો છે:–

સું એવડુ રાખે છ જોર, નગર માંહે આવ્યો થઈ ચોર,
એક બોલી તેહમાંથી ડાહી, પેલા બોલ બોલે સૂં બાઈ ?
વિકટ ચોકીમાં એ આવીયો, મારે મન બારે ભાવીયો.
માટે એસૂં વાતો કરો, એહની હોંસ હૈડામાં ધરો.

૪૧૧ બાલીકા કે. કામની. આમ કે. પા. એમ. નામ પા. નીમ. ૧૨૦ કે. એહવો રાખે નેમ. ૪૧૨ ફા. સીધ્ધ. દાનવી પા. માનવી. ૪૧૩ તમે૦–કે. પા ઓહાં કમ આવી સકા. કામ પા. ગરથ. આવ્યા. પા. આવે.

સિંઘલ દેશ કિમ સાંભલ્યો? પદમની પરણી કિમ?
તે વાત માંડી કહો, શ્રી સહસ્ર ખારના સમ. ૪૧૪
લેવા આવ્યા છો પદમની, નથી વાટમાં તેહ,
નથી વેચાતી મૂલથી, નથી નર ઉપર નેહ. ૪૧૫
આપ કાજ કે પારકે, છો રહીયત કે રાય,
આગન્યાવર્તી કે આપથી કે અમથી ઇચ્છાય. ૪૧૬

પૂછો છો તો સાંભલો, વીતગ સાચી વાત;
માહારું નામ નવ ખંડમાં, જગત વિશ્વવિખ્યાત. ૪૧૭
ઉજ્જેણી નગરી વિષે, જે કરે પરકામ;
સેવક શ્રી હરસિદ્ધિનો, વિક્રમ માહરું નામ. ૪૧૮
સહોદર પરનારીનો, દુઃખભંજન દાતાર,
વાચા અવિચલ વિમલવર, કરુણા એ કિરતાર. ૪૧૯
કામિની કાને સાંભલો, હશે તમો તો નેહ,
આદિપુત્ર તો ઇંદ્રનો, હવડાં તો માનવદેહ. ૪૨૦
દેશ માહરે કુંડી ફરે, જે કોય દુખિયો જન,
તે મુજને આવી કહે, તરત મનાવૂં મન. ૪૨૧
એક દિવસ એક બ્રાહ્મણે, કહી સપનાની વાત,
પરણી છે કો પદમની, રૂડી તેહની ધાત. ૪૨૨
હાથણી ઉપર તે હતી, કરમાં હતી વરમાલ,
એક સખી એક સહચરી, ગુણનિધ તે બાલ. ૪૨૩
વિપ્રને વરવા કારણે, સાદ કર્યો દશ વીશ,
વિપ્ર આવ તુજને વરૂં, વચમાં આપ્યા બીશ. ૪૨૪

૪૧૪ શ્રી૦ પા દેવ ધરમના સન ૪૧૫ ફા. મુલથી ૪૧૬ ફા કાજ્ય. ઈચ્છાય પા. ઇચ્છા થાયે. ૪૧૭ મી કડી ફા. પા માં નથી કે મોંથી વાર્તાની સંગતિ માટે લીધી છે. ૪૧૮ ફા. હરસાધિનો, ૪૧૯ ફા પરનારિ તણો. ફા. નીમલ આ કડી ફે. માં નથી. ૪૨૦ ફા. તણો. હવાં તો ૪૨૧ થી ૪૩૦ એ દશ કડીઓ ફે. માં નથી. ૪૨૨ ફા આંખ્યે. ૪૨૪ ફા. વીપ્રને. દશવીસ. વીપ્ર. કર્યો પા. દીધા

તે પાસે ગયો જેટલે, તે તો જાગ્યો તરત;
તેહના ચેહને કારણે, વાહલૂં કીધૂં મૃત. ૪૨૫
ઈંધણ કરીને એકઠાં, પડતો'તો ચેહ માંય,
દૈવયોગ સંચા થકિ, (હું) જઈ પોહોતો રણ માંય. ૪૨૬
ઋષિ રાખ્યો મેં સાંસતો, કરી પ્રતિજ્ઞા તરત,
સાચ્યૂં બોલ્યો તે તહિ, સમ ખાધા છે સરત. ૪૨૭
ગુરુપ્રતાપે ગ્યાંન છે, ઇષ્ટ પુરણ પ્રતાપ,
ધર્મપ્રતાપે ધૈર્ય છે, ભગે શાસ્ત્રની છાપ. ૪૨૮
દૈત્ય હતો તે મેં દમ્યો, ઉલંઘ્યો અગની રાડ,
સિંચાણા સંતોષિયા, વહી આવ્યો છૂં વાત. ૪૨૯
કર્કશા કોડ મનમાં રહ્યૂં, રહ્યા ઠેકાણે પાહાણ,
હસ્તી સરવ હઠાવિયા, (તે) ઇષ્ટ જોરથી આણ્ય. ૪૩૦
સ્વપના માંહેં વરી સુંદરી, તે તો કહિયે આપ,
જાણો (ને) સાચ્યૂં નવિ કહો, બ્રહ્મહત્યાદિક પાપ. ૪૩૧

## ચોપાઈ

તાહૅરે એક બોલી તે સતી, સાંભળવા મહી બીજી સખી,
સાચ્યૂં કહું સમ દીધા માટ, હું ગઈ'તી માલવની વાટ. ૪૩૨

---

૪૨૫ તે૦—પા. જુવાની પાસ ગયો જેટલે. પા મીં વાહાલુ ૪૨૬ ફા. એંધણ, પા અગન. ૪૨૭ ફા. કરી પ્રતીજ્ઞા. વરત પા કોડ. ૪૨૭ના ત્રીજા પાદ પછી પા.માં વધારો.-પીણું ન રાખી પોડ; વીમ રાખો છે વાસમા, કરી વાયદો વરત; પરણાવું તે પદ્મની—. ૪૨૮ ફા ગુરાણુ ઇષ્ટ૦—પા. ઇષ્ટ પરતાપે આપ. ફા ધિર્ય સસ્ત્ર. ૪૨૯ રાડ પા. રાઇ. ૪૩૦ ફા. કકરા, પા કરસ્યાનું કોડ૦—ફા મન મનાવીયુ. ૪૩૧ પછી ફેમાં આ બે કડી વધુ છે.—

વીપ સ્વપનમાં જે વરી, આ સઘલી માંહ આપ,
જાણો તે સત નાચ્ય કહો, તો બ્રમહત્યાદિક પાપ.
અગીયાર જાણીયે ખાધા સમ, તમ સાથે જુઠુ બોલું કમ;
અમો પરણ્યાં નથી આંહાં કોય, કામની સહુ કૂઆરી જોય

૪૩૨ ફા. તો બોલી. ફા. તે મુખી. સાંભળવા૦—ફા. સાંભળ્ય માહારી બીજી

રમવાનું થયું'તું . મન, હુતો ચતુરદશીનો દન,
અતિ ઉપનો'તો મન(માં) ઉલાદ, મેં તો તેહને દીધો સાદ. ૪૩૩
વિપ્રે જિમ કહ્યું'તું તને, તમ સમણું લાધું'તું મને,
હું પોઢી'તી માહરે ઘેર, સમણું પણ સાચાની પેર. ૪૩૪
તે સ્યું પ્રીત કરવા લાગિયાં, એટલે ઝબકીને જાગિયાં.
પદમની કહે વીતં જેટલું, તમ આગલ કહ્યું તેટલું. ૪૩૫
[વરાં સમણા માંહી વીપ્ર જ અમો, તેહ વાત કયમ જાણી તમો?
તમો એ વાત જો નવ કહો મુને, સમ દીધા મુજને તે તુને.]

વિક્રમ કહે સુણ રામા રીત્ય, તે પંડિતશૂં માહરે પ્રીત્ય,
જે(હે) માહેરા માલવમાં રહે, તે નીતમ વાત માંડિને કહે. ૪૩૬
તે વિપ્રે કહી મુઝને વાત્ય, તિહાંથી તો થયું મુઝને જાત્ય,
કીરત સાંભળી તમ તણી, તિહાંથી પ્રીત મુજ(ને) વાધી ઘણી. ૪૩૭

---

સખી. તાહરે૦–કે. તારે એ બોલી તે સખી, સાંભલવા રહી બીજી સખી સાચૂં૦ ફા. સાચુ કહો સમ દીધા શા માટ. ૪૩૩ પછી કે.માં આ પંક્તિ વધુ છે.–સ્વપન માહે વીતુ જેટલું, સાચુ કહું તમને તેટલું. ૪૩૩ રમવા૦–કે. જાણું એ રમવાનું છે નન, તે દાડે ચૌદશનો દંન. ૪૩૪ ફા. વીપ્રે. લાધું મુને. ૪૩૩–૨ થી ૪૩૬–૧ એ ૭ પંક્તિઓને બદલે કે.માં આ પંક્તિઓ છેઃ–

હાથણી ઉપર બેઠી હું બાલ, માહારે કર હુતી વરમાલ;
કીધો બ્રંમણને મે સાદ, તેણે દિધો આસીરવાદ.
વરમાલ કંઠ ઘાલું જેટલે, નરીને ઝાલી તેટલે;
વરો સ્વપનમાં વીપ્ર જ અમો, તાંહા બેઠાં કમ જાંણ્યુ તમો.
સાચી વાત કહો નહી મુને, તો મુજને સમ દીધા તે તુને;
કહે રાજા સાંભલ તે રીત, તે પંડિતશૂ માહારે પ્રીત.

૪૩૫ પ્રીત પા. વાત. ૪૩૫ મી પછીનો વધારો પા.માં છે, અને કથાસંદર્ભ માટે જરૂરી છે. ૪૩૬ વિક્રમ૦–ફા. વરી સપણા માહે સત્ય. ૪૩૬ માલવમાં કે. નગરમાં. તે૦–કે. રૂડી વાત આવીને કહે. ૪૩૭ મી કડી કે.માં આમ છે.—

તેણે પણ સમણામાં તુ વરી, તે વાત મુજ આગળ કરી,
તેણે કીરત કરી તુજ તણી, લાગી ખાંત જોવાની ઘણી.

મનમાં રાખી બાધી મુઠ, જોવું શમણું સાચૂં (કે) જૂઠ,
તે વેલાં ઘર (મેં) કીધું તાજ્ય, આવ્યો હૂં તમ જોવા કાજ. ૪૩૮
કાને સાંભલી'તી જેહવી, તે નજરે દીઠી તેહવી,
વિકટ ચોકી મુજને શૂં કરે, ખેદ રાખે તે નિશ્ચે મરે. ૪૩૯
ન બાળે અગ્નિ, ન બોળે નીર, ન લોપે સિદ્ધ, સાકણી કે વીર.
માહા કાલેશ્વરનું છે નૂર, હરસિદ્ધિ છે હજુરાહજુર. ૪૪૦
વેતાલ વીર બાંધ્યો છે જિત, પછે પૃથવીમાં કોની બીક.
રમો જમો તમે જોબનવેશ, અમો અમારે જાસ્યૂં દેશ. ૪૪૧

એહેવાં વચન રાયનાં સાંભલ્યાં, તાહરે (તે) સ્ત્રી કેરાં મન ગલ્યાં:
વણુ જોયે તો જે આવિયો, ભૂપત્ય મનમાં એ ભાવિયો. ૪૪૨
એ વર છે આપણુની જોડ, એમાં નહિ ખાંપણ ને ખોડ,
ઇહાં બીજો કો નાવિ શકે, ધીરવીર મહાદાતા પખે. ૪૪૩
તે જુવતિયો કરે છે મતાં, તે આવ્યો ઘેર બેઠાં ઇચ્છતાં,
આપણે કરમે આવ્યો (એ) વલી, જિમ દૂધમાં સાકર ભલી. ૪૪૪

---

૪૩૮ મનમાં રાખી–કે. મેં હૈડામાં. ૪૩૯ કાને૦ કે. માં આ પક્તિ નથી. ફા. વીકઠ. રાખે ફે. કરે. ૪૪૦ નવ૦ કે. નવ લોપે વાઘ, સીંદી કે વીર. અહીં કે. માં આ વધુ પંક્તિ છે:—

ભૂત પ્રેત શાકણુનાં નામ, લેઇ ન સકે કો માહારૂ નામ.

માહાકાલી કેરૂં કે. માહાકાલેશ્વર શીવનું. ૪૪૦ લોપે ફા. બોલે. ફા. માહાકાલી કેરૂ છે નૂર. ફા. હરસિંધ છે. પા. માત. ૪૪૧ અમો. ૪૪૧ મી કડી કે.માં આમ છે:–

તેહ તણો પુરો પરતાપ, સહુને છતી આવો હું આપ,
વીમબોલ સાચો તો થયો, સદેહ માહારા મનનો ગયો.
અમો જાયું અમારે દેશ, તમો પધારો નગરપ્રવેશ.

૪૪૨ તો જે પા. જયે. ફા. ભુપત. ભૂપત૦–કે. કરમ સંચો લેખે લાવીયો. ૪૪૩ ને પા. કે. ૪૪૩ પછી કે.માં આ પક્તિ વધુ છે:–

સૂરવીર કો એ અંશ, સાચો એ વાસવનો વંશ.

૪૪૪ તે જુવતીયો૦ કે. પા. આપ હઇડામાં વર ઇછતાં, મોકલો પરમેશ્વરે

તે દેશમાં એહેવી રીત્ય, જેહેને જેશૂં આવી પ્રીત્ય,
તેહ નારી તે વરને વરે, માબાપ (તે) કેનો વિના નવિ કરે. ૪૪૫
ધજાવર વરે કન્યાય, તેહેમાં કો નવિ કહે અન્યાય,
વિક્રમ ઉપર હઇડૂં ઠરયૂં, સહુકો મલીને ગુહ્ય જ કરયૂં. ૪૪૬
બાર સખી એકે વરણિયે, એક વરને બારે પરણિયે,
વલી ખોલવો જેવો કહીં, એથી અધિકો મલશે નહીં. ૪૪૭
એહેવી વિચારી મનમાં પેર, રાજા તેડિ લાવાં ઘેર.
મા બાપ પાસે સહુ આવિયાં, વર રૂડો જોઈ લાવિયાં. ૪૪૮
ગામ, નામ ને પ્રાક્રમ કહ્યું, સહુકોનૂં મન શીતલ થયૂં,
બાધા ગામનો શોક જ શમ્યો, વિક્રમ મનોહર સહુને ગમ્યો. ૪૪૯
સહુ સગે દીધાં સનમાન, મેવા, ફૂલ, આભૂષણ પાન,
વિક્રમ માન પામ્યા છે ઘણું, હરખ્યૂં હઇડૂં તરૂણી તણું. ૪૫૦
ભોજન કેરિ વેળા થઈ, તાહરે ના રાજાઈ કહિ;
જાઈૂ અમો ઉજેણી તીર, તાહરે મુખ મેહલીયૂં નીર. ૪૫૧
હરસિદ્ધિ તણી તો પૂજા કરૂં, અંનઉદક મુખ તાહરે ધરૂં,
સહુ સાથ સામગ્રી કીજઈ, કન્યાદાન હેતે દીજઈ. ૪૫૨
ધવલમંગલ ને મોટો જંગ, કન્યા વર વરવા બારે રંગ,
જેહના ગામની જેહવી ચાલ, કરી રીત આણી મન વાહાલ. ૪૫૩

---

પ્રીત્ય. પા. આપણુને. આપણુ૦ કે આપરણી પેહોતી મન રલી. જિમ કે. બારે. ૪૪૫ તે. પા. એહ. કોનો પા. કો. પા. વીહીવા. ૪૪૬ કરયૂં કે. પા. કરી સહુકો૦—કે. એકાંત ગુહ્ય બારે જાણે કરી. કરયૂં પા. કરી. ૪૪૭ વલી૦—કે. કીધા કોલ મોંહો માંહે હાથ, વરીયે બારે એ વર સાથ. ૪૪૮ ફૂ. વિચારી. માબાપ કે. સ(સ્વ)જન. ૪૪૯ ફૂ. સીતલ. ફૂ. વીક્રમ. વિક્રમ પા. વીક્રમનો ગુણ સહુને ગમો. બાધા૦—કે.માં આ પંક્તિ નથી. ૪૫૦ માન ફૂ. મર્મને, કે. મનનંદ. તરુણી કે. વોવા.૪૫૧ ફૂ. અમ્મો. પા. વાહરે વધુએ લેશું નીર. ૪૫૨ ફૂ. હરસિધ. પુજ- ઉપર કે. ફૂલ. સામગ્રી પા. કહે સીઘ્ર. હેતે પા. કાજે ૪૫૩, મોટો પા. મારો કન્યા૦—કે. પા. કાહરા ઘેરે વર્તો રંગ, જેહેના પા. તેહના.

લગન તણી જવ વેળા થાય, તાહેરે મુખથી બોલ્યો રાયઃ
જે કો વચન આપે મુજ હાથ, તે પરણે નિજ ખાંડા સાથ. ૪૫૪
વચનલોપ માહરૂ નવિ કરે, જે કહ્યું તે હઇડે ધરે,
પરદુઃખભંજન હું કહેવાઊં, કેહનો વેચ્યો નવિ વેચાઊં. ૪૫૫
માહરી વેચી જે વેચાય, તે ખાંડાની અઓ થાય,
મોહોલે ગયા કેડે માહરી, આગલથી કહું છું ઝાહરી. ૪૫૬
વાટમાં ગરજુ પેદા થાય, નકાર મેં તો નવિ કેહેવાય,
ઉજલ પડદે પેસે જાહરે, કરૂં સંગ સ્રીનો તાહરે. ૪૫૭
તાર કેડે તો માહરી આથ, બાકી તો ઈશ્વરને હાથ,
એ પરઠણુ પ્રથમ હું કરૂં, તાર કેડે ખાંડાથી વરૂં. ૪૫૮
હું નવિ ઝાલૂં હેતે હાથ, વિક્રમે એહવી ભાખી વાત,
ગમે તો તો રાણિ કરૂં, ગમે તો પરહાથે ધરૂં. ૪૫૯
પછે દોષ ન દેશો કોય, (માટે) આગલથી ચેતાવૂં સોય, ૪૬૦

દુહા

વચન દીધું બારે સબીઃ રાય ! ન કરશો રીસ,
વણમૂલે જો વેચશો, તો છે ચરણે શીશ. ૪૬૧
વચન તમારૂં પાલવૂં, અમ પ્રતિજ્ઞા એહ,
આણ્વ તમારી લોપિઇં, (તે) કુષ્ટિ થાયે દેહ. ૪૬૨
શુભકૃત સુકૃત હારિઇં, પડીઇ રોરવ ખાણ્ય,
પ્રસે પાપ મુસ્તક ધરૂં, જો લોપૂં તુઝ આણ્ય. ૪૬૩

---

૪૫૪ આપે પા. ત્યાંહે. ૪૫૫ જે કહ્યું તે કે. એની પીરજ. કહું પા. કહીએ. પા. કહેવાયું. વેચાયું. ૪૫૬ ફા. અસ્રિ. ૪૫૬–૨ થી ૪૬૦ સુધીની પંક્તિઓ કે માં નથી. ૪૭૧ નવિ૦ પા. તેહેને નવ્ય થાયે. ઉજલ પા. આગલ. પા પૈસે ફા પેસો. ૪૫૮ આથ્ય પા. સાય. ફા. હાથ્ય ૪૫૯ પરહાથે ફા. પરદામા. ૪૬૦ માટે પા. ગા નથી. ૪૬૧ પા. તોહે. ૪૬૨ તમાત્ર પા. તે આપું. ફા. પ્રતીજ્ઞા કરી. આણ્ય૦ આ પાદ કે.માં નથી અને તેને બદલે ૪૬૩ નું પહેલું પાદ છે, અને ૪૬૩ ના પહેલા પાદને બદલે કે.માં આ પાદ છેઃ–'સત હારે પોતાતણું.' ૪૬૩ ધરૂં પા ધરે. લોપૂ પા લોપે.

પ્રતિજ્ઞા એહવી કરી, ધારણ રાખી ધીર,
ગાંધર્વ વિવાઈ કરી, પરણે વિક્રમવીર. ૪૬૪

કંકણ, મીંઢળ, ચુડલો, પરણી ઉઠ્યાં પાટ,
હલહલ કરીને શીખ ઘો, વહી જાય માલવ વાટ. ૪૬૫
દ્વાદશ શણગારી હસ્તની, બે ઉપર બેઠી નારિ,
એક સખી, એક સહચરી, રૂપ તણો અંબાર. ૪૬૬
ગજ ઉપર ગજગામિની, ગજ ઉપર ગજરાજ,
છત્રચામર રચના રચી, કૃત્રિમ સરિખાં કાજ. ૪૬૭
વાજીત્ર તો વાજે ઘણાં, ઉચ્છવ અધિકો થાય,
સિંઘલ દેશ સોહામણો, દેખી રીઝયો રાય. ૪૬૮

## ચોપાઈ

હસ્તી ઉપર જે છે ઝુલ્ય, ભરચાં ભરત મોતી અમૂલ્ય,
સાસરવાસો કે કોટ જ તણો, ભરો માલ ખજાનો ઘણો. ૪૬૯
કરી વેલામણ માગી શીખ, ધીર ન આણે કોહની બીક,
મૂકયો તિહાંથી સિંઘલ દેશ, માલવપંથ કરયો પ્રવેશ. ૪૭૦
રાજા કહે કાંઇક ઘડવો ઘાટ, વિસમી છે જાવાની વાટ,
કાંયક પેર કરૂં તે તણી, વિકટ વાટ ચોકી છે ઘણી. ૪૭૧
કહે પદમની ધીરજ ધન્ય, બીક નથી એ વાટે વન,
આવનારાને ચોકી દમે, જાનારને તો પાસે નમે. ૪૭૨

---

૪૬૪ ફ્રા. પ્રતીજ્ઞા વિર અધવ૦–કે. હેમકલસ ચોરી રચી. ૪૬૫ ફ્રા સીખ. ફ્રા. માલે ૪૬૬ ફ્રા. નારિ. સહચરિ. ૪૬૭ ફ્રા ગજગામ્યનિ કૃત્રમ રચી પા. રચા આ કડી કે.માં નથી ૪૬૮ ફ્રા. વાજાં માદલ વાજે ઘણાં. સિંઘલ૦–કે. રાજા જાજ ઉપર ચડો, શોભા શી કહેવાય ૪૬૯ ભરત પા. રતન. પા મોતીડ. ફ્રા. અમુલ્ય ઉપર જે છે કે હાથિણીની જે. ફ્રા કૈં કોજ. ખજ્યાનો. કે. ભરેભે. ૪૭૦ ફ્રા. માંડી શીસ. ધીર ન ફ્રા. ધરીને. મૂકયો૦–કેમાં આ પંક્તિ નથી. ૪૭૨ વિસમી૦–કે. કમ વોલાસે વિષમ વાટ. ફ્રા. વીકટ કાયક૦–કે.માં આ પંક્તિ નથી. ૪૭૨ ધીરજ ધન્ય કે સાંભલ રે રાયો. બીક૦–કે. જય જયકાર કરતા જાએ.

આવનારો આવે મહાદુઃખે, જનાર વાટે જોઈ સુખે,
કૃથદ ઠેકાણું મૂકું જિહાં, આણી બેઠી કર્કશા તિહાં. ૪૭૩
રાઈ તો તિહાં દીધી આશ, લાવ્યો પદમની હું તુજ પાસ,
સાબાશ કહ્યું બે ચાર જ વાર, આપ્યો એક અમુલક હાર. ૪૭૪
તુઝ સમાન નહી કો ધીર, વીરજિત ખરો વિક્રમવીર,
સૂંક ખાધી તે તાહેરી માય, બાજી તો બીજે નવિ જાય. ૪૭૫
શીખ માગીને મારગ લીયો, સિયાણુને આજ્ઞા દિયો.
સ્ત્રી બેઠી જોતી'તી વાટ, રાજા ઉતર્યો તેહની ઘાટ. ૪૭૬
એકેએકને દેખીને ઠરી, આસ્વાગત અધિકેરી કરી,
તે દૈત્યનો જોઓ રથ, ભર્યો અસંખ્ય અલેખે ગરથ. ૪૭૭
ખાતાં ન ખૂટે, નીઠે નહિ, એટલું ધન ભર્યું રથ માંહિ,
આવ્યો માલ ખજાનો હાથ, તે સ્ત્રીને તેડી છે સાથ. ૪૭૮
અહરનીશ હીંડે જેટલે, ક્ષીપ્રાતટ દીઠો તેટલે,
માતા હરસિદ્ધિને પ્રતાપ, આવ્યો અધિપત્ય આપોઆપ. ૪૭૯
થયું નમ્ર મુખ્ય તે જાણ, આવ્યા વિક્રમ વીર સુજાણ,
પડો વજડાવ્યો છે પુર માંહ, પ્રધાન પંડિત(સહુ) સાહમા જાય. ૪૮૦
ઘોર શોર વાજાં વાજતાં, ધમકારે પ્રથવી ગાજતાં,
હસ્તિ દીઠા વિક્રમ તણા, અચરત ઉલાદ લોકોને ઘણા. ૪૮૧
સકે લાવ્યાં કૂતક કૈલાશ; સકે ઇન્દ્રનો લૂંટો વાસ;
સકે ઇન્દ્રનો ઊતાર્યો ગર્વ, સમરિધ આણી એહેની સર્વ; ૪૮૨

---

૪૭૩ આવનારો૦–કે. માં આ પંક્તિ નથી. જનારને૦ પા. જતાંરાને પાગે નમે. ૪૭૩ આવનારો૦ પા. આવતાં તો આવે માઠા દુખે. ફા. મૂક. કરસા. ૪૭૪ હું૦ ફા. તુ સાનાસ, ફા. સ્પૈબાસ ૪૭૫ સઠ૦–કે માં આ પંક્તિ નથી. ૪૭૭ ફા આગતસ્વાગત. અસંખ. ગ્રથ. ૪૭૮ આવ્યો૦–કે. સ્ત્રી બેસારી રથ તેડી સાથ્ય, દ્રવ અનરગલ આવો હાથ ૪૭૯ ફા. અહરનીસ. કે. હેતપ્રીતે ફા. હરસિંધને. પા. આપે આપ. ૪૮૦ પંડિત કે. આધ. ૪૮૧ સોર. પા. વાજંત. ગાજંત. અચરત કે. સહુ. ઉલાદ પા. ઉલઠ. ૪૮૨ પા. લાસો એ લૂંટો પા. લાવો ફા. સમરિધ૦–કે. કે વૈકુંઠ આણ્યુ ઘર સરવ.

કોને નવિ જણાવ્યૂં ઘેર, ચાલ્યા પંથ વિચારી પેર્ય,
વીસ જોજન મેહેલ્યો ઠામ, તિહાં દીઠૂં એક ઉત્તમ ગામ. ૧૫૯
રાંધી જમીઈ રહીઈ રાતિ, પંથ ઉઠી જાસ્યૂં પરભાતિ.
વિપ્ર રસોઈ કામે થયો, સોની અગ્નિ લેવા ગયો. ૧૬૦
પોળ પાસે દિઠૂં એક હાટ, સોની ઘડતા દીઠા ઘાટ,
લીધો અગ્નિ ક્ષણું એક રહી, હકિગતિ પોતાની કહીઃ ૧૬૧
જાતે સોનાર તો છૂં હૂં, શીખવો કામ તો પાસે રહૂં,
હા ભાઈ! સુખે રહો ને જમો, શીખો કામ અમ ઘેરે રમો. ૧૬૨
હૂં ઉઠી આવીશ પ્રભાતિ, કોલ કર્યો તેણે તે સાથિ,
કરી વાયદો આવ્યો જિહાં, મિત્ર ત્રણે બેઠા છે તિહાં. ૧૬૩

દુહા.

રસોઈ કરી ત્યારે જમ્યા, પડી જીવારે રાત્ય,
સૂતાં સોની ઊચર્યો, મિત્ર અતે તે વાતઃ ૧૬૪
(જો) કહો તો હૂં ઇહાં રહૂં, શીખૂં મુજ રોજગાર,
કર્યો વાયદો ગામમાં, હેત કરી સોનાર. ૧૬૫

ચોપાઈ.

ત્રિણે હા કહી નિરધાર, તે ગામે રહ્યો સોનાર.
ત્રણે જણ ચાલ્યા જેટલે, એક નગર આવ્યૂં તેટલે. ૧૬૬
ભોજનનો માંડ્યો વિચાર, સરપણને ચાલ્યો સુતાર,
નાતિ નાતિનૂં હેત જ ભલૂં, વાત કરંતાં હૈયડૂં મલ્યૂં. ૧૬૭

ચ્યાર જણ્યે પરદેશ. પરધરતી પા. ૧૫૯ મેહેલ્યો પા. લાલો. ચાલ્યા૦-કે. પરદેશ ગયા-. જોજન કે ગાઉ. દીઠૂં કે. દીઠો. ૧૬૦ જાસ્યૂં પા. જઇયે. ૧૬૧ હકિગતિ કે. પા. વાતડાં વીતક. ૧૬૨ ઘેરે ફા. મંદિર. હા ભાઈ!૦-કે. હા ભાઈ હાટ ઉપર ચડો, કરો ભોજનને ઘાટ જ ઘડો. ૧૬૩ હું૦-કે. ફા. હિ. પા.માં આ પંક્તિ નથી ૧૬૪ સૂતાં૦-કે. ને હિ. સૂતા ત્યારે સોનીએ કહી મીત્રોને વાત. ૧૬૬ સરપણને૦-કે. હિ. પા. ગયો ઇંધણ લેવા સુતાર.

રાખો મુઝને આણી પ્રીત, શીખવો કામ જે કુળની રીત.
કાઇ લેઇને આવ્યો ફરી, બેય મિત્રશૂ વાતો કરી. ૧૬૮
જેહવૂ કહો તે કાને સૂણૂ, ઇહાં રહૂં તો વિદ્યા ભણૂ.

મૂક્યો વૈશ્ય તે નગર જ તીર, પથ પલાયા બેઉ વીર. ૧૬૯
અદાર જોજન આઘા ગયા, થાકા ચરણ, ક્ષુધાતુર થયા;
કરી રસોઈ ને ભોજન કરયૂ, જથેષ્ટ થયા ને મનડૂં ઠરયૂ. ૧૭૦
નિશા વાસા કેરી પેર, ગયા ભલા માણુસને ઘેર;
રહેવૂ રાતિ નિશા જાલવી, તે ઘરધણી જાતે સાલવી. ૧૭૧
વાત કરતે નાતિ જ મલી, મન ગયૂં એકનૂ એકમાં ભલી;
આપણુ કુળની વિદ્યા ભણૂં, વસ્ત્ર અમુલક ઇહા રહી વણૂં. ૧૭૨
સુખિયો થઈ ત્રીજો તિહાં રહ્યો, વિપ્ર પ્રભાતે પથે પરવો.

વિસ જોજન પોહોતો જિહાં, વેહેતી નરબદા દીઠી તિહાં. ૧૭૩
તરગ ઉજ્જવલ તેહનાં નીર, વસતૂં ગામ દીઠૂં તે તીર.
ગયો ગામમાં ક્ષુધારથી, ભણતાં દીઠા વિદ્યારથી. ૧૭૪
તેહનો સગ પોતાને ગમ્યો, જઈ પડિતને ચરણે નમ્યો.
આચરણ જોઇને પ્રીત જ કરી, વિપ્ર રહ્યો તે સ્થાનક ઠરી. ૧૭૫
નિત્ય સ્નાન નર્મદાનૂ કરે, હેતે ધ્યાન રુદેમાં ધરે,
ગુરુજીના તલાસે પાય, દિન ક્રેડે એમ દિન વહી જાય. ૧૭૬
ચારે ધેનુ વાસીદૂ કરે, ગુરુ તણે ઘેર પાણી ભરે,
પેટ ગુરુને પુત્ર જ નથી, વિદ્યાર્થી વ્હાલો સર્વથી. ૧૭૭

---

૧૬૯ વેશ્ય પા સુતાર ૧૭૦ અઢાર૦—કે. વળી તિહાથી આઘા ગયા. જથેષ્ટ૦—કે સાત્વી ઘરે મનડું ઠરુ ૧૭૧ વાસા પા વેનાર ૧૭૧–૨ આ પક્તિ કે. મા નથી ૧૭૨ આપણુ પા. માહરા. ઇહા રહી પા રૂડા ૧૭૩ પ્રભાતે હિ. પા વાહણામા પથે કે એકલો પલ્યો ફ્રા હિ ગયો વિસ૦—કે. ગયો આઘો આપ શરીર, વહેતું દીઠું નરબદાનુ નીર પોહોતો પા વેગો જિહા પા તે ઠામ ૧૭૪ તરગ પા નરમદા તીર ગુણવતુ ગામ, સાક્ષાત્અમર દીરથતું રૂપ, રહ્યો ભણવા તે ભારે રૂપ ૧૭૫ પોતાને પા ગુણીજનને જઇને પા. નિરમલ ૧૭૬–૧ ને

સેવા કરે નિત્ય અપરંપાર, એહવે વરસ વીત્યાં છે બાર.
ગુરુ એક દિન પ્રસન્ન જ થયા, શિષ્ય ઉપર આણી છે દયા. ૧૭૮
વિદ્યા ભણી તે સફળ જ થજ્યો, સુખે વાસ તમારે જજ્યો.
મોટો રેવાજલપ્રતાપ, વિદ્યા પામ્યો છુટ્યો પાપ. ૧૭૯
હવે દેશ હું માહરે જાઊં, વિદ્યા વડે જાણીતો થાઊં;
વ્યાકરણ પુરાણ ભણ્યો તે સાર, વેદ તેહમાં અપરમપાર. ૧૮૦

દુહા

માગી શીખ ગુરુજી તણી, પંથ પળ્યા દ્વિજરાય,
મારગ મધ્યે તે વહે, ગયો સાલવી તાંય. ૧૮૧
તેણે માગી ગુરુ તણી, વેગે શિક્ષા લીધ,
મળ્યા મિત્ર જઈ વૈશ્યને, કામ પોતાનું કીધ. ૧૮૨
ચાલો મિત્ર! સ્વદેશડે, મળીઈ માતપિતાઈ,
હા કહી સાથે થયો, લીધી ગુરુ શિક્ષાય. ૧૮૩

ચોપાઈ

ત્રણે જણ ગયા તે ઠારિ, જિહાં વસે છે મિત્ર સોનાર,
તેહને પણ સાથે તેડિયો, પંથ મળી ચારે ખેડિયો. ૧૮૪

ઘેર ગયાનો હર્ષ જ ઘણો, ન ગણે ભય મનમાં કો તણો,
અરણ્ય વનમાં જઈને અડ્યા, દેશ ન સૂઝે ભૂલા પડ્યા. ૧૮૫

---

બહુવે પા. નાહે નરબદા કેરાં નીર, તરવાણી જેહવા તે તીર. દીઠ્ય નરમદાનાં દરસન, પરમેશ્વર તેહને પરસંન. દિન૦ પા. સેવા કરે ને ઢોલે વાયે. ૧૮૦-૨ પા. ગુરુકીયાથી વીદ્યા જડે, પુરવ જનમ લખ્યેથી અડે. ૧૭૯ છુટ્યો પાપ કે. આપોઆપ. ૧૮૦ વ્યાકરણ૦-કે. હિ પા. માં આ પંક્તિ નથી. ૧૮૧ મારગ૦-કે. હિ આંતાં વસતો તો સાલવી. ગયો તે ઘર માંહ; કે. સાથે તેડો સાલવી, કરો પંથ તેહ કાજ. ૧૮૨ વૈશ્યને પા. સુતારને. ૧૮૨-૩-૪ આ ત્રણ કડી કે. માં નથી, પણ માત્ર આ કડી છે.-એમ એક એકને તેડીયા, મળ્યા મિત્ર જબ ચાર, પોતાને મંદિર જવા કરો મન વીચાર. ૧૮૫ ઘેર૦-કે.માં આ પંક્તિ નથી. જઈને પા. આયા. અરણ્ય૦-

દિસ મુહડા તે શુધ જ ગઈ, નિશા ઘોર અધારી થઈ,
ભુધ્ય નિચારી મન આપણી, તે સ્થાનક કીધી તાપણી. ૧૮૬
આ સ્થાનક તો રહીઈ રાતિ, જસ્યૂં પથ હોસ્યે પરભાત,
પોહોર ચાર ને ચારે જણા, બો નહી આપરણે કો તણા. ૧૮૭
(એક) એક પોહોરે વારો માગસ્યૂં, વારા ફરતી સહુ જાગસ્યૂ,
ત્રણ જણ સુતા તે ઠાર, પેહેલે પોહોર જાગે સુતાર. ૧૮૮
નણે જણ નિદ્રાવશ થસ્યે, માહરો પોહોર કેઈ રીત્યે જસ્યે,[૧]
સાધૂં વિદ્યા સિદ્ધ સુતલી, કાષ્ઠ તણી કીધી પુતલી. ૧૮૯
સુદર હાથ, ને સુદર ચરણ, મેહલી ચડી પાસે તે ધરણ,
જાહરે પુતલી પૂરી થઈ, નિશા પૂરણ પોહોર એક ગઈ. ૧૯૦
સૂતો વૈશ્ય જાગ્યો સાલવી, માહરે પોહોર નિશા ગાલવી,
દીઠી પૂતલી તેણે ઠાર, તાહરે મનમા કર્યો વિચાર. ૧૯૧
પોતે હઇડે બુધ જ ધરી, તે પ્રમાણે સાડી કરી,
ચરણા ચોળી પેહેરાવિયાં, ભૂમિ ઉપર પધરાવિયાં. ૧૯૨
વસ્ત્ર પેહેરાવ્યાં તેણે ઠામિ, નિશા ગઈ પૂરણ એક જામ
પછે સોનીને જગાડિયો, આપ છપ સુખ પમાડિયો. ૧૯૩
ત્રણે જણ સુખે તે સૂઈ, સોનાર પુતળી દ્દષ્ટે જુઈ,
ઘડી દીસે વૈશ્યે જાળવી, વસ્ત્ર પેહેરાવ્યા છે સાળવી. ૧૯૪
હુ પણ માહરૂ પ્રાક્રમ કરૂ, વસ્ત્ર તેહવા આભૂષણ ધરૂ,
નેપુર વિંછીયા ધાટ અપાર, કાને ઝાલ ને કંઠે હાર. ૧૯૫

---

કે માહા વન માહે બુના પડા, રાહા મારગ તેહને નન જડા દેશ પા ભૂમ
૧૮૬ મુહડાતે પા મોડાતે ૧૮૭ હોસ્યે હિ હુયે, પા હકી આપરણે ફુઃ આપણે
ભો૦ પા ભેય તાણી મી મનમા મણા ૧૮૮ જાગે કે હિ જાગો. ૧૮૯ સિધ્ય
કે શુભ ૧૯૦ મેહલી૦ પા સુદર નાસિકા, સુંદર કરણ નિશા૦–કે એટલે જામ
એક નીશા ગઈ ૧'૧ વૈશ્ય પા સુતાર ૧૮૧ પછી પા સુતારે ઘડી છે એહ,
સુદર પણ નગન છે દેહ ૧૮૪ દૃષ્ટે હિ તો ઘડી૦–કે મા આ ઉપતિ નથી
૧૯૫ ઘાટ હિ. ચતા, કે અધીક હું૦–કે દીઠી પુતની નીતા થઈ, વીધા માહારી

નાહાના નારયનાં સહુ સધાણ્, કરયા આભૂષણ વાત વખાણ,
પુતળી વેશ સજી તે ઠોર, એટલે રાતિ રહી એક પોહોર. ૧૯૬
સૂતો સોની જાગ્યો બ્રહ્મ, ઊઠો મહારાજ! કરો ખટ કર્મ,
જાગી બેઠો આરુન અડી, એહવે પુતળી દૃષ્ટે પડી. ૧૯૭
ત્રણે કરયૂ પોતાનૂ કામ, સહુથી મોટૂ માહરુ નામ,
વિમાસણ મન કીધી ઘણી, સ્તુતિ કીધી નર્મદાજી તણી. ૧૯૮
શુરુ વિદ્યા સાધી મન ધીર, ભરી જલ અજનિ પોતે ધીર,
ગાયત્રીનૂ સ્મરણ જ કરયૂ, (તે) નીર પુતળી ઉપેર ધરયૂ ૧૯૯
પ્રત્યક્ષ દેવ પૂજા મન ધરયો, 'જડ રૂપ તે ચેતન કરો',
એમ કહી જલ મૂક્યૂ શીશ, જાગ્યા સહુ ઉગ્યો તે દિશ ૨૦૦
કાષ્ઠ પુતળી પેહેલે હતી, થઈ મહા મનોહર સતી,
દિવ્ય વસ્ત્ર, સુંદર શણગાર, રૂપ અનુપમ અપરમપાર. ૨૦૧
ચ્યાર જણ જોઈને રહ્યા, માહો માહે માહા રાઢે ચયા,
સુતાર કહે ઘડી છે અમો, તો એહને કિમ લેસ્યો તમો? ૨૦૨
વળી સાળવી બોલ્યો વાણ વસ્ત્ર પેહેરાવ્યા મેં નિરવાણ
વણ્યા બેસતાં જતને કરી, તો કિમ લે બીજો સુંદરી? ૨૦૩
સોની કહે કીધા શણગાર, કિમ થાસ્યે બીજાની નારી?
દ્વિજ કહે મેં સજીવન કરી, તે કિમ મુઝથી થાઈ પરી? ૨૦૪

દેખાડુ સહી ૧૯૬ નારયના કે હિ નાના કરયા૦-કે કરયા આસુષણનાં એંધાણ પુતની૦-કે મેહલી પુત(ળી) હેઠી ઠાર, વારો વીપ તણો વેહેવાર ૧૫૦-૧ પછી પા. સુંદર મુખ ને સુદર પેટ, મેહેલી ઘડી ને ધરતી હેઠ ૧૫૨ પછી પા. ચરણ ચોરી સુંદર વસ્ત્ર પેહેરાવ્યા અનોપમ અસ્ત્ર ૧૫૩ એક પા. બે ૧૫૪-૧ પછી પા. તરૂપિ રૂડી દીસે તાહરે, ઘડી દીઠો વૈરી જાહરે ૧૯૮-૧ પછી પા. હું બ્રામણ ઈસજુ રૂપ, વીદ્યાના સીંધુ ભારે ભુપ નર્મદાજી તણી કે પા. શ્રી સુરજ તણી ૧૯૮ પછી પા. ધરૂ ધરણીધરનું ધાન, શ્રી માહાદેવપેં માગુ માન ૧૯૮ પોતે ધીર પા. માહા નીર ૨૦૦ પ્રત્યક્ષ કે હિ પરતક, પા. પરગટ રૂપ પા. છે તેહને ઉઘાતે કે ઉગમતે ૨૦૧ દિવ્ય પા. શુભ અનોપમ કે હિ. પા. ગ્વાલાકિત રાડે પા. રાઢ જ ૨૦૧ પછી પા. ચીત માહી વીચારે ચાર, અરસ પરસ હેઠે માદી નાર

ખી નારીને તે વઢ્યા, કરવા ન્યાય લોકોમાં અક્ષા.

હોની નારી થઈ સર્વેથી, હું કાંઈ જાણુંતો નથી. ૨૦૫
ઘરે ઝાલ્પ ! હું પૂછું તુને, જે જાણે તે કહેજ્યે મુને,
ાચૂ બોલજ્યો મનમાં ગણી, છો તો આપ અબોલા તણી. ૨૦૬
ાહરૂ બોલ્યું મિથ્યા થસ્યે, તો તો સત્ય રાણીનું જસ્યે,
જૂઠ્ઠ બોલે આણે દિસ, તો પાપ રાણીને શીશ. ૨૦૭

દુહા

તાહેરે ઝાલ્પ જ ઉચરી:-ભેદ ન કરસ્યો કોઈ,
સજીવન જેણે કરી, ત્રી બ્રાહ્મણની હોઇ. ૨૦૮
તાહેરે અબોલા કોપિયાં, ધારણ પછાડી ઝાલ,
તું કહેવાઈ માહારી, સાચો ઉત્તર આલ્પ. ૨૦૯

---

૨૦૪-૧ ને બદલે પા૰ સોની કહે એ માહારી નાર, મેહે પહેરાવ્યા છે સણગાર.
માહારૂ આભુષણ અંગે ધરે, વનીતાને બીજો ક્યમ વરે? ૨૦૪-૨ પછી પા૰ -
માહારી અસ્રી એ તો સરવદા, મેં સેવી છે શ્રી નરમદા, તે પુને પામી છે પ્રાણ,
નીમ તો બોલે એ વાણ ૨૦૫-૧ પછી પા૰ -

સહુકો મથી કીધો છે સચ, પરમાણ કરે છે તે તો પચ
નથી ન્યાયો તે તો ચૂક્યો, માનની ક્ષાવ નથી મૂકતો

૨૦૭-૨ ને બદલે પા૰ -

રાણી ધરી બેઠી છે વરત, તેનો સત ચૂકાવીસ તરત
જો હુ જુઠુ બોલે આપ, રાણીને બ્રમહત્યા પાપ
જુઠુ બોલે હુ માહારે સગ, રગતપીત્ય ગલે રાણી અગ
જો હુ બોલે છે માથાયે, તો રાણી કુભીપાક જાયે

૨૦૮ પછી પા૰- સુતાર સાખવી સોનીને, કરી મજુરી સુર,
કો દામકો રોકડો, સહુકો ક્યમ સમતુ'ય

૨૦૮ પછી પા૰ - અવટતુ બોલે અધીક, કરે છે કુડું કાજ
સત ચુક્વે સતી તણું, એ વાત્યે મુજ લાજ

મેં જે જાણ્યૂં તે કહ્યું, બોલી શ્રાલ્ય વચન,
જે તમે જાણો તે કહો, જિમ સૂણે રાજન ૨૧૦
સત્ય જાણો તે કહો નહી, ગન થઈ જે આપ,
સત્ય તાહેરૂં નિફલ થશે, (તો) બ્રહ્મહત્યાદિક પાપ. ૨૧૧

તાહેરે અબોલા ઉચરી, જે કહો સુવર્ણકાર,
બીજાને પોહોંચે નહી, તે સ્ત્રી, ને ભરતાર. ૨૧૨

ચોપાઈ

જેણે ઘડી તે એહનો તાત, વસ્ત્ર કર્યાં'તાં તે તો ભ્રાત,
માપ્યો જીવ તે ઈશ્વર થયો, પરણ્યૂ કરયૂ તે પુરુષ જ રહ્યો. ૨૧૩
વિક્રમ મનમાં હરખ્યો ઘણું, વચન સાંભળી અબોલા તણું. ૨૧૪

દુહા

ભલે નારી તેહની થઈ, ભાગી મનની હોડિ,
પોહોર નિશા પહેલી ગઈ, પ્રથમ પડદો છોડિ. ૨૧૫
પહેલો પડદો છોડિયો, અચરિત પામ્યાં સર્વ,
રાજા વિક્રમ ઊલખ્યા, મૂક્યો મનનો ગર્વ. ૨૧૬

---

૨૦૩ નિરવાંણુ કે. હિ. પા. પરમાણુ. વચ્યાં૦ કે. માહારો ભ્રમ સૂ ભીયા જશે, સ્ત્રી બીજા પાસે કમ જસે. ૨૦૪ કિમ૦-કે. અવર તણી કમ થાયે નાર. થાઇ કે. થાશે. ૨૦૫-૨૦૭ સત્ય પા. સત્યપત્ય. પાપ હિ. ભાર. તો પાપ કે. તો ચાર હત્યા. ૨૦૮ બ્રાહ્મણની કે. તો તેહની. ૨૧૦ બોલી શ્રાલ્ય કે. વાણી થકી. જે૦-કે. તૂ જાણે તે તૂં કહે. ૨૧૧ નિફલ પા. અફલ. બ્રહ્મ૦ મલય કાલનું પા. પાપ. સત્ય૦-કે. તો સુકીત જાશે તાહેરૂં. ૨૧૨ ફા. સોવર્ણકાર, કે. સોનાર, હિ. સોનકાર. બીજાને૦-કે. પા. હિ. બીજા તો જોઈ રહ્યા, તે સ્ત્રી તેની નાર. ૨૧૩-૧૪ને બદલે પા માં આવા શબ્દોવાળા બે દોહા છે. ૨૧૩ કર્યાં'તાં ફા. કર્યાં પુરુષ જ રહ્યો કે. પરણી ગયો. ૨૧૪ સાંભળી કે. હિ. સુણી. ૨૧૫ નિશા કે. નીદ્રા. ૨૧૬ આ કડી પછી કે.માં આ ઇતિશ્રી છે:-ઇતીશ્રી સીંહાસન બત્રીસ મેંધિ અબોલા દે સવાદે પરથમ પરસુક્ત નામ ક્વીશ્રી સામલદાસ વીરચીતાયાં શ્રી રસ્તુ. ૨૧૬ પછી પા૯-

વનીતા તે વીરામે થઈ, અતી મેંન પોહોતી આસ;
શ્રીગૌડ માલવી વીમે સૂભ, કહે ક્વી સામલદાસ.

(અંતર્ગત વાત–૨ જી)

વિક્રમ કહેઃ સુણિ હો સખી! વળી કહું બીજી વાત,
અહંકાર મેલી મન થકી, હુંકારો દે (અમ) સાથ. ૨૧૭
કહે દાસીઃ સુણ રાયજી! વિક્રમ ચતુરસુજાણ!
કોટિ ઉપાય તમે કરો, (પણ) નવિ બોલે મુખ વાણ. ૨૧૮
વિક્રમ કહેઃ સહુ કો સુણો, નહિ હુંકારાનું કામ,
બોલે હાર રાણી તણો, તાહરું સુંદર નામ. ૨૧૯
વૈતાલ અક્યો જઈ હારમાં, બોલે મુખ રસાલ,
ધન દુઃખભંજણ સુખકરણ, ગૌબ્રાહ્મણ પ્રતિપાળ. ૨૨૦
આશાનો વિશ્રામ છો, નોધારા આધાર,
સહોદર પરનારીના; દુશ્મન ગંજણહાર. ૨૨૧
રાણીમાં તો શુદ્ધ નથી, નહી અક્કલ આ દિશ,
નહીકર બોલે તમસ્યું, પગે નમાવી શીશ. ૨૨૨

---

પરથમ એ પરદા તણી, કથા સપૂરણ થાયે;
સાંભલવા સહુકા રહ્યાં, રીઝે બોલો રાયે.

૨૧૭ સખી કે. સતી. મેલી મન થકી કે. મેલ મનડા થકી. ૨૧૯ સુંદર પા. નીરમલ. કે. માં આ કડી આમ છેઃ–વીક્રમ કહે નહી તાહરૂ કામ, સહુ રોહો બેઠાં ઠામે ઠામ. બોલોજી રાંણીના હાર, તોહરી બુધ છે અપરમપાર. ૨૨૦ વૈતાલ કે. વીર. બોલે કે. હિ. બોલો(લ્યો). ફા. અને હિ. મા 'ધન' શબ્દ નથી, પણ માપને લીધે જરૂરી છે. ૨૨૦ ૨૨૧–૧ ને બદલે પાઃ–

મોતી સુંધાં સુકના, હેતે ગાઢાં હાર,
બોલો અમૃતથી અધીક, પીણું ન લાગી વાર.
સાબાસ મતવાદી શોહામણાં, ધીર વીર માહામુલ્ય,
આશાવંત છો અશ્રીપતી, સૂર નાયક સમતુલ્ય,
હસી હાર હેતે કેહે, રૂડા વચન રસાલ,
આસાના વસરામ છો, ગૌ બ્રામણ પ્રતીપાલ,
નોંધારાના આધાર છો, કાલાં ઘેલાંના કરણ,
પંખીના છો પાગવડ, અસરણ કેરા સરણ;

## ચોપાઈ

વાત તો રાજા વિક્રમ ભણે, સહુ કો બેઠાં કાને સુણે,
સહુ પોતાના મનમાં લહે, હાર કંઠ હુંકારો કહે. ૨૨૩

રાજવતી નગરી અનૂપ, રાજસેન તેહનો છે ભૂપ,
અશ્વ, ગજ, રથ, પાયક બહુ, અલેખે સમરિધ્ધ શોભે સહુ. ૨૨૪
સઘળી લીલા ઘેરે ઘરસૂત્ર, પેટ નહિ પોતાને પુત્ર,
સત્યવાદી રાણી સરદાર, રાજાને મન હેત અપાર. ૨૨૫
અંતસ્કરણ ઝુરે નિશદિસ, આપો પુત્ર જ શ્રી જગદીસ,
પછે આપ વિચાર્યું મન, મંદિર મુંકી ચાલ્યો વન. ૨૨૬
મૂકયું ઘર, સર્વ કીધું તાજ્ય, એક પુત્ર પામેવા કાજ,
નિર્લે થૈ ચાલ્યો તે ધીર, ગયો જાહ્નવી કેરી તીર. ૨૨૭
ગંગા જમના કીધો સંગ, મહારુદ્રનું થાપ્યું લિંગ,
પૂજા કરી પૂરા ખટ માસ, આવી આપ તુઠા અવિનાસ. ૨૨૮

---

૨૨૧ રાણીમા૦ કે. રાણી માહા મુરખ ઘણી. નહીંકર૦–કે. નહી તો આવે તમ કને, બોલે મુકે શીશ. ૨૨૨ પછી પાઃ–

પાગ તમારે લાગતે, અડસઠ તીરથ થાવે;
નરભવાસ ફેરો ટલે, ઘેર બેઠાં ગંગા નાહે.

૨૨૩ પછી પા.–ઉત્તમ કરી મનમાં હોવે, અવર બીજું નવ્ય બોલે કોયે,
હાર ઉપર બોલે વૈતાલ, મહીપત મનમાં સુની વાત.

૨૨૩ પછી કે. અત્યુ વધુ છે. વાત કરી વીક્રમ કહે. ૨૨૪ અલેખે કે. હિ. ઓપે.
૨૨૫ રાણી કે. હિ સત્યની રાણી. ૨૨૫-૧ પછી પાઃ–

ઘરી એટલી મોહોટી પેઠ, મેહેલું આકાશે માથે મેઘ.
રાજા રાણી કુરણ ઘણું, સુત ન સુએ હો વંશ વણું.
વાંઝીયાનું જીવત તો આળ, ખાધો જનમારો જાયે આલ.

૨૨૬ જગદીસ પા. કૃપાવતી ઈશ. ૨૨૭ સર્વ૦ પા. હતર રીધ્ય રાજ્ય. જાહ્નવી કે. નરબદા ૨૨૮ ગંગા૦ કે શુભ જાણીને, ભેઈ કીધો સંગ. આવી આપ કે.

ઉઠય રાય ! આપૂં વરદાન, પ્રકટ હશે તાહેરે સંતાન,
નિસ નિસ શિવની પૂજા કરે, ધ્યાન શંભુનું ચિત્તમાં ધરે. ૨૨૯
પામ્યો વરદાન તે આવ્યો ઘેર, પૂજા કરે શિવની બહુ પેર,
દસ માસ થયા જેટલે, પુત્ર પ્રકટ થયો તેટલે. ૨૩૦
વજડાવ્યાં તિહાં ઢોલ નિશાન, થઈ શોભા જિમ ઉગ્યો ભાણ,
અષ્ટ મહાદાન અધિકાં આપિયાં, જાચિકનાં દરિદ્ર કાપિયાં. ૨૩૧
નિત્યે બાલિક મોટો થાય, શિવપૂજન નિસ ચાલ્યું જાય,
પુત્ર આવ્યાં થયાં વરસ બાર, રાજા મન કરે વિચાર. ૨૩૨
કહું પુત્ર ! સૂણ માહારા તન ! હવે કરો નિત્ય શિવપૂજન,
હું તો વૃદ્ધ થયો સર્વેથી, માહરૂં મન સ્થિર રહેતું નથી. ૨૩૩
તુમ કારણ કહીઈ છે અમો, આજ થકી આચરજો તમો.
પિતાબોલ પુત્રને ગમ્યો, પ્રદક્ષણા દેઈ ચરણે નમ્યો. ૨૩૪
આજ થકી માહરે એ કામ, ક્ષણું ન મૂકૂં શિવનું નામ,
પ્રતિજ્ઞા પાળું એ સહી, નિત્ય શિવપૂજન મૂકું નહી. ૨૩૫
સુપ્યૂં કામ પુત્રને એહ, શીતલ થયો રાજાનો દેહ. ૨૩૬

## દુહા

શીલપુરનો રાજિયો, શંભર તેહનૂં નામ,
તેહેને ઘેર કન્યાય છે, રૂપ તેજ મહા ધામ, ૨૩૭

---

તેહને તો. ૨૨૯ પછી પા૦ દાતા મોહોટા સીન કહેવાયે, બીજા દેવ સહુ મગણ થાયે, વરદાતા તે સીવનુ નામ, કરજો સહુ શીવપૂજન કામ ૨૩૧ અષ્ટ૦ કે. અષ્ટ ના દાન આપા છે અતી, તેડા ભાટ ગ્રાઝા ભુપતી. ૨૩૨ નિત્યે કે. હિ. પા. નિત્ય નિત્ય. ચાલ્યૂ પા. ચાલ્યો. ૨૩૩ કહૂં૦–કે તાત કહે સુણ સાભલ તન ૨૩૫ પ્રતિજ્ઞા૦–કે. શીવપુજન ઉપર મુજ મન, તાર પછી લેયુ જલ અન. ૨૩૫ પછી પા૦–

કરી પ્રતીગ્યા રાખી ધીર, સીવપુજન કરી પીઉં નીર.
ન કરૂ ત્યાર સુધી નવ પીયુ, એથી બીજું કારણ કીયુ

૨૩૬ પછી પા –પુત્ર પુજા સીવ કરી કરે, નીત્ય નીત્ય ઇકાંતેર ઉધરે કામ કરા વાત. ૨૩૭ છે કે. પા હતી. તેજ કે. તણી.

તેહ તણો વિવાહ કરો, શિવદત્ત રાય સંધાય,
ઉચ્છવ મંગળ વરતિયો, શોભા નવલી ભાતિ. ૨૩૮
પોતાને કર્મે કરી, બીજા શિવ—પ્રતાપ,
કન્યા પામ્યો પદ્મિની, મનમાં હરખ્યો આપ. ૨૩૯
માદલ બહુવિધ વાજિયાં, પરઠી બહુ મન પ્રીત,
ઉચ્છવ મંગલ અધિકા હુયો, રાજદ્વારની રીત. ૨૪૦
પંચ રાત્રિ પરણે હવી, પામ્યા જસ બહુ માન,
કન્યા વોલાવો વેગસ્યું, વિદાય કરો સહુ જાન. ૨૪૧
તાહરે જોશી ઊચર્યો, મહુરત જોઈ બહુ પેર,
એક માસ પુઠે મહુરત ભલું, કન્યા જાસ્યે તવ ઘેર. ૨૪૨
રાજા પરણી આવીઉ, સકલ જાન સમેત,
કન્યા રહી ઘેર તાતને, અંતઃકરણસ્યૂં હેત. ૨૪૩

ચોપાઈ.

ઘેર આવ્યાં થયો એક માસ, મનમાં સ્ત્રી તેડ્યાની આશ,
અવજોગ ગયો સુમુહુરત થયું, તે રાણીને તેડૂં ગયૂં. ૨૪૪

---

૨૪૦ બહુવિધ પા. વાજાં પરઠી० પા. પરણી ઉઠયો મીત. ઉચ્છ૦—કે. વીવેક સાથ વીઆંણુવી; પા. જંગ માંડો જુગતે કરી. રાજ્યદ્વારથી૦—કે. હિ. પા. જેહવી રાજાસ રિત. ૨૪૧ પરણે પા. પુરણ. ક્રુ. વેગસ્યૂં કે. હરખમાં, પા. કોડથી. ૨૪૨ જોઈ બહુ પા. પરઠીયે. એક૦—કે. સુહુરત એક મહીનો નથી. કન્યા૦ કે. પા.—કન્યા રહેશે ઘર. ૨૪૨ પછી પાઃ—

મીનારક જાહારે ઉતરે, થાયે સમુહુરત સાર,
કન્યા જાયે સાસુરે, વીપર કરો વિચાર.

૨૪૩ અંતઃકરણસ્યું પા. હૈડા માંહિ. ૨૪૩ પછી પાઃ—

જુગત થકી ઘેર આવી જાન, મહીપતીયે દીધાં બહુ માન.
રહ્યા આહી રીઝી રાજાન, માનની સાથ વલગ્યું છે મન,
નારીનું મન નરમાં રહ્યું, કુણે કો આગલ નવ્ય કહ્યું.
અરસપરસ બે પુરણ પ્રીય, રાજ્યવીયાંની જેહેવી રીય:

રાજગોર તે પોતા તણો, અધિકાર ઘર(માં) તેહનો ઘણો,
ગોર સંઘાથે કન્યા વદે, સાભળી દુઃખ ન ધરસ્યો રુદે. ૨૪૫
વાત કહું જોડી બે હાથઃ હું તો નહી આવૂ તમ સાથ,
રાય આપ તેડવા આવસ્યે, તો મારા મનમાં ભાવસ્યે. ૨૪૬
તાહેરે હું સાથે આવેશ, નહિતર રહું પિતાને દેશ,
કહીઇ રાય એકલા આવજ્યો, મિત્ર એક સાથે લાવજ્યો. ૨૪૭
સુજને ગરજ તેહ્નાની હોય, એહવું રાયને કહેજો સોય.
ચાલ્યો પથ તે બ્રાહ્મણ ભલો, આવીને રાજાને મલ્યો. ૨૪૮
તિહાં કરી'તી વાત જેટલી, રાયને કહી માંડી તેટલી,
સાંભળી કારણ મન(માં) જાણિયું, તેનૂં દુઃખ હૈડે નાખિયૂં. ૨૪૯
પ્રધાન કેરો છે એક તન, તેહસ્યૂ આપ મળ્યું છે મન,
જીવ થકી વાહલો છે ઘણ, નથી ભ્રાંતિ દિલમાં તે તણૂં. ૨૫૦

દુહા

રથ રૂડો એક જોડિયો, બેઠા મિત્ર જ બેહ,
નહિ કો ત્રીજો સારથિ, એહવો ઓરસું નેહ. ૨૫૧
માગી શીખ તે સચર્યા, મનમાં અતિ ઉલ્હાદ,
બે જોજન જાહરે ગયા, દીઠો શિવ-પ્રસાદ. ૨૫૨

---

૨૪૫ ગોર૦-કે. વીપ્ર સાથ તે વનીતા વદે સાભળી પા રૂપીજી ૨૪૬ તે સાથ કે તમ સાથ. હુ તો પા સાસરે ૨૪૭ તાહરે૦-કે તો આવુ હુ રુડી પેર, નહીતર રહુ પીતાને ઘેર કહીઇ પા કહેજો ૨૪૯ એહવૂ૦-કે ત્રીજો જણ લાવો મા કોય, હિ પા તો સૈન્ય સાથે ન લાવીશ કોય આવીને૦-કે પા વેગે જ મહીપતને મલ્યો ૨૫૦ તેહસ્યુ પા માહોમાહી ૨૫૦ પછી પા -

રથ જોડીને ચાલ્યા બેહ, નારી સાથ ઘણો છે નેહ
પાયક સાયક સાથે નથી, સુડા મીત્ર કોઇથી કથી

૨૫૧ રૂડો પા અમુલક. ૨૫૨ સચર્યા પા પીતા તણી. ૨૫૨-૧ મનમા૦ને બદલે પા -લીધી સીખ જ માત, માની સીખ પરધાનની, પથ પસ્યા સાથાત પેડપેડ બાતે કરે, આતી આણી ક્લાદ- કો સીવતણા

સુંદર દેહરૂં શિવ તણું, સમીપ સરોવર નીર,
તેહમાં કમલ કો કારિમાં, આવ્યો તેહની તીર. ૨૫૩
રાખી રથ ઉભા રહ્યા, કર્યૂં સ્નાન નિત્યકર્મ,
ચૂંટાં કમલ હેતે કરી, જે શિવ પૂજે ધર્મ. ૨૫૪
પ્રધાન રહ્યો તે રથ કને, રાય ગયો દેરા માંહિ,
પૂજા કરી પરિબ્રહ્મની, અરધાંગ ઉમયા માય. ૨૫૫
પંચામૃત જલધારસ્યૂં, કુંકુમચંદન તેલ,
કમલ આદિકે પુષ્પ છે, કીધી રંગની રેલ. ૨૫૬
નૈવેદ્ય અમૃત આરતિ, ધૂપ દીપ પૂજન,
એકચિત્તે પછે સ્તુતિ કરે, હરખ ધરી રાજન. ૨૫૭
કમલ એક ચઢાવિઈ, (તો) લક્ષ પૂજા થાઈ,
રાણી તેડી આવસ્યૂં, (તો) કરસ્યૂં કમલપૂજાય. ૨૫૮

---

૨૫૩ કો કારિમાં કે. હિ. ખીલ્યાં ઘણાં. ૨૫૩ ને બદલે પાઃ–

સુંદર સર સોહામણું, ખીલાં કમલ અપાર;
સીવ દેરૂ સીવજી તણું, સોભા અપરમપાર.
વડ છાંહો વર્ષું ગુણનીધી, નીરમલ રૂડાં નીર,
કમલ ખીલાં કાડામણાં, ગયા તાંહા બેહુયે વીર.

૨૫૪ ઉભા૦ પા. તે ઉતરા. ૨૫૪ પછી પા° લાખ પુસ્પ બીલાં ચડે, કમલ ચડાવે એક; માને તે માહાદ્રવ્ય, વીનયે કરી વિવેક. શ્રીકૃષ્ણે સીવપુજન કરે, કમલ ચડાવ્યા કાજ, ઓછું એક ત્યાહારે થયું, મન જાણ્યું મહારાજઃ નેત્ર ચડાવું નેહથી, નેત્ર કમલ કેહેવાયે, કૃષ્ણ ઉપર કરૂણા કરી, પરસન થયા સીવરાય. ચક્ર સુદર્શન આપીયું, તે વેલાયે ઇસ, સાહાસ્ર પુરાણે સાખી સદા, કૃષ્ણ નમાવું સીસ. એમ વીચારું ગધીપતી કમલપુજાનું કામ, ધન દિવસ, ધન ભાગ્ય મુજ, કમલ ઠીક જે ઠામ. ૨૫૫ રથ કને કે. પા. વાટમાં. ૨૫૫ પછી પા.૦ કમલપુજન કોડિ કરું, ઉલટ અંગ ન માય. ૨૫૬ તેલ ફા. રોલ. ૨૫૭ ધરિ કે. ધણો. ૨૫૮ તો કરસ્યું કે. ભરી કરસુ. ૨૫૮ પછી પાઃ–એહેવી રાખી આખડી કમલપુજનની કોડ; અનજલ ત્યાહારે વાવરું, મનનો મુકું મોડ. આ ઠામે આવ્યા વિના નીમેષ ન લેઉં નીર, એમ વીચારુ આપથી, ધરમધોરંધર ધીર.

## ચોપાઈ

કમલપૂજાની બાધા કરી, રાજા રથમા આવ્યો ફરી,
તે વાત તો ન કહી અન્ય, ઈચ્છા રાખી રાઈ મન્ય. ૨૫૯
વળી મિત્ર સાથે તેડિયો, પોતે રથ પથે ખેડિયો,
અરુણ તવ અસ્તગત થયા, સસરાના ગામે બેહુ ગયા. ૨૬૦
નગ્ર મધ્યે કરાવ્યું જાણ, હરખે વજડાવ્યાં નીસાણ,
પ્રધાન સહોદર સાથે થયા, જામાત્ર જાણી સાહમા ગયા. ૨૬૧
મલી માન દિધાં બહુ પેર, પધરાવા પોતાને ઘેર,
ઉત્તમ મેવા અમૃતપાક, રસોઈ બત્રીશી સુદર શાક. ૨૬૨
નિત્ય નવાં આરોગે અન, આનંદવિનોદ રમે રાજન,
નિત્ય નિવાણે નાહવા જાઈ, મનમા ઉલટ અધિકો થાય. ૨૬૩
આજ કાલ કરંતાં સહી, પક્ષ ત્રણ ગયા એમ વહી,
કરો ઊતાવલ જાસ્યૂ અમો, સિદ્ધ કામ કરો તે તમો. ૨૬૪

## દુહા

સાસરવાસો સજ કરી, શણગારી તે નારિ,
પ્રધાને રથ જોડિયો, ક્ષણ ન લાગી વાર. ૨૬૫
અસવાર, પાયક, નહિ સારથિ, નહિ કો સાપક શરણ,
આવતા તો બે હતાં, વલતા થયા તે ત્રણ. ૨૬૬

---

૨૫૯ રાજા૦ પા. રાજા રથ જોડાવ્યો ફરી. કહી કે જાણે પા. ઇચ્છા૦–કે રાખી આખડીનો પોતાને મન, પા. મહીપત્ય એકલો જાણે મન ૨૬૦ થયા ફ્ર થરો બહુ હિ બેહુ, કે રાજા પોને પા. પતિ તવ પા. દેવ બેહુ પા. ગુણવતા ૨૬૧–૧ પા.–નગર માહિ તે જાણજ થયૂ, દુખ દરીદ્ર સહુ કાનું ગયુ. ૨૬૧–૨ અને ૨૬૨–૧ ને બદલે પા.–સસરો સામો આવ્યો તરત, કીધી પુજા વારૂ વરત પુરણ માન દીધ્યા બહુ પેર, તેડી લાવ્યો પોતાને ઘેર ૨૬૨ સુંદર હિ ખટ રસ ઉત્તમ૦ કે ઉપમ મેવા ફળ અપરમપાર, સુભ વસ્ત આણી તાઢા સાર પચામુત સરખા છે પાક, રસોઈ બત્રીશી ચોસઠ શાક આનંદ૦ પા. આનંદભેર ગયા બહુ દિન ૨૬૩ નિત્ય કે પા. નદી. ૨૬૪ સિદ્ધ૦ પા. માહરા સમ જો રાખો તમો ૨૬૪ રછી પા.–જુરે માત પિતા મુજ વાટ, ઘડી એક રહુ નહીં ઘાટ ઉંડ મહિનો સેજમા થયો, હવે ઘડી નવ જાયે રહો ૨૬૬ અસવાર કે હિ અશ્વ

## ચોપાઈ

પ્રધાને પરાણો લીધો હાથ, બીને રાજા બે છે સાથિ,
બેડી રથ આવ્યા જેટલે, શિવસ્થાનક દિઠું તેટલે. ૨૬૭
સરોવર પાળે રાખ્યો રથ, ઉતર્યો તિહાં રાય સમરથ;
સરોવરજળ ઠેકાણે થયાં, કમળ હતાં તે સૂકી ગયાં. ૨૬૮
તવ રાજાઇ કર્યો વિચાર, રહ્યો શિવપૂજનનો ભાર,
દેવરણુ તણુ બહુ પાપ, ન વાળે તેહને મહાપાપ. ૨૬૯
તેત્રીસ કોડ દેવ તેહને નડે, કોડિ વરસ તે નર્કે પડે,
તેથી મોટૂં છે રણુ બ્રહ્મ, બાળે સુકૃત કેરાં કર્મ. ૨૭૦
બ્રહ્મરણુનો જે ભોગિયો, શત અવતાર સુધી રોગિયો,
અપુત્રવત દરિદ્ર હોય, બ્રહ્મરણુ રખે રાખો કોય. ૨૭૧
પિત્રીરણુનૂં મોટૂ દુખ, તે પ્રાણી નવિ પામે સુખ,
[માટે એ ત્રણુ રણુથી બીયૂ, દેવરણુથી મોટૂં તે કાંયું?] ૨૭૨

## દુહા

રાજા મન વિમાસિયૂંઃ દેવરણુ મહા મૂલ,
તે રણ તો છૂટા તણૂ, કરૂ વિચારી શૂલ. ૨૭૩
સ્રી પરધાન સ્થાનક રહ્યાં, ગયો રાય પરસાદ;
પ્રણામ કરયો મહારુદ્રને, મન આણી ઉલ્લાદ. ૨૭૪

---

૨૬૭ ને બદલે પા મા દ્રોહરા-બેડો રથ પાંતે કરી, અતી આણો હધાદ, સમીપ આવ્યો સરોવર વિષે, દીઠો શીવ પરસાદ છાહવડ પીપલ તણી, સરોવર મ્રી તીર, કમલ તેહ સુકી ગયા, સુમ્યા નીરમલ નીર અત કરણુમા આવડી, રાણીતી જે રાય, મૂકયા બેને મારગે, પોતે ઉરે જાય ૨૬૮ રાય પા સહુ ૨૬૮-૧ પછી કે માં આ પક્તિ વધારે છે—

ધરી હરખ મનમોહે ઘરૂ, કેડેરૂ શીવ પુજન કરૂ,
રથ રાખો પોતે વાટમા, ચાલો શીવપુજન ઘાટમાં

૨૬૯ તવ રાજાઇ કે મનમા મહીપત મહાપાપ કે પા હિ. દે થાપ. વાળે પા. પાળે ૨૭૧ બ્રમરણુ કે દેવરણુ ૨૭૨-૨ એકલી પા મા છે ૨૭૩ રેલ તો કે હિ અવની ૨૭૪ સ્થાનક પા વાટે મહારુદ્રને પા પરિમલને

મહારાજ! કમલ ચુકી ગયા, નાવ્યાં માહરે હાથ,
(મેં) વચન કર્યું તે પાળવૂ, જે બોલ્યો તુમ સાથ. ૨૭૫
મુખનૂ નામ કમલ છે, સાક્ષાત કમલ જે શીશ,
તેહે સમરપૂં શિવ! તુને, માની લ્યો જગદીશ. ૨૭૬
કાહાડી ખડગ કેડે ધરયૂ, પાલ્યૂ પોતે વ્રત,
થયો ઉસંકળ ઈશને, શીશ સમર્પૂં તરત. ૨૭૭

ચોપાઈ

આપ હાથ મસ્તક છેદિયૂ, શિવસ્થાનક જઇને ભેદિયૂ,
વહી ગઈ ઘરિકા બે ચાર, પ્રધાને મન કર્યો વિચાર. ૨૭૮
ક્યારેક જોઇએ એહની વાટ, મિત્ર શીઘ્ર નાવ્યો શા માટ? ૨૭૯

દુહા

વિચાર આપ મનમાં કરી, રાણી મુકી રાન,
મૃત્યક થઈ રાજા પડ્યો, તિહા આવ્યો પરધાન. ૨૮૦
દિઠો પાટ સમો પડ્યો, સ્યો થઉ ઉતપાત,
સ્યૂ વિઘન થયૂ એ વારમા, કોએ કીધી ઘાત. ૨૮૧
સ્યૂ કરૂ કોહેને કહૂ, કિમ જાઉં માહેરે દેશ,
બોલ બહુ લોકા તણા, મેહણા કિમ ખમેશ? ૨૮૨
રાણી હમણાં જાણસ્યે, ઉપજસ્યે દિન દાઝય,
કહેસ્યે એણે મારિયો, મુજ લેવાને કાજ. ૨૮૩

---

૨૭૫ નાવ્યો કે હિ નાવ્યા તુમ પા સીર ૨૭૬ જે શીશ કે કેહેવાય કે તે પુજા અમો કરૂ, જે કાંઈ અમથી થાય ૨૭૭ પછી પા મુસ્તગ પુજા મહાદેવની, કરી છે તેણે ઘાટ, પરધાનને વ ની પ્રેમદા, પેહેલે જુએ છે વાટ ૨૭૯ ક્ય કારે કે, પા ક્યાહારેક સુધી ૨૮૦ તિહા કે પાસ ૨૮૧ પાઠ કે હિ પા પાહાડ થઉ કે હિ પા થયો (જૂનો પુલિંગ પ્રયોગ) વારમા ક્ય વાતમાં, પા વાટમા ૨૮૨ બહુ લોકા તણા કે બહુ મુખ(ખો) લોકના મેહણા કે હિ તે હુ, પા બોલ ૨૮૩ રાણી પા જુવતી દિવ પા મનમા ૨૮૪ હાથસૂ, પા હાથથી હામ પા મામ

નહિ એક વાતનો છૂટકો, નહી જીવ્યાનૂં કામ,
છેદૂં મસ્તક હાથશૂં, મૂકી મનની હામ. ૨૮૪

ચોપાઈ

પર્યો પ્રધાન તે શિવને ઘાટ, રાણી રહી જુઈ છે વાટિ,
જોઈ વાટિ ઉચાટ જ થયા, બેહુ જણ તિહાં જઈ બેસી રહ્યા. ૨૮૫
ઈમ વિમાસી ચિંતા થઈ, સ્ત્રી જોવા દેરામાં ગઈ,
બે જણ પડિયા દિઠા દ્રષ્ટ, રાણી મનમાં પામી કષ્ટ. ૨૮૬
કોણે માર્યા? કિમ ઇહાં પર્યા? કુણ દુસમન દોષીઈ નર્યા?
લોક વાતે કરસ્યે બહુમુખી, મેહણું દેસ્યે માહરી સખી. ૨૮૭
કહેશે કોસ્યૂં પ્રીત જ કરી, મારી નંખાવ્યા છેતરી,
એમ બોલસ્યે લોક સહુ આલ, બેઠી માહરે માથે ગાલ. ૨૮૮
કિહાં જાઉં? ને સ્યૂં કરૂં? છેદી શીશ એ સાથે મરું. ૨૮૯

દુહા

સ્ત્રીઇ ખડગ કોટિ ધરયૂં, મૂંકી મનથી માન,
સ્તુતિ કીધી શૂલપાણિની, ધરીને હેતે ધ્યાનઃ ૨૯૦
પ્રાણ તજૂં છૂં માહરો, તે શિવા તુઝને પાપ.
ઈમ કહી સ્ત્રી પોતા તણૂં, કમલપૂજા કરે આપ. ૨૯૧

ચોપાઈ

ઈમ કહી સ્ત્રી પાડે તન, ઈશ્વિરે આપ વિચારયૂં મનઃ
મુઝ દેહેરે તજે એ પ્રાણ, સ્ત્રીહત્યા બેસે નિરવાણિ. ૨૯૨

---

૨૮૪ પછી પા. પડીએ બેહુ પરસાદમાં, સીવને સુપી સીસ; એ રાણી રણ વિપે, પોહોર પાછલે દીસ ૨૮૫ વાટિ પા. બેની વાટ. જઈ પા. કમ ૨૮૮ એમ૦–કે. પા. એમ બોલસે અધિકો આલ. બેઠી૦ પા.ધણી બોલ માહારે સીર ચાલ. ૨૮૯ માન પા. મામ. ૨૯૧ પ્રાણ૦–હિ. વણ વાંકે મરવું પડે. ૨૯૧ ને બદલે પાઃ—

પંડ પ્રાણ તજું છવાં, તે મન ધરજે આપ,
વણ વાંકે મરવું પડે, પરિઅણ તુજને પાપ.
વછોહ પડી છે બેહને, સમરવા માંડા છે સીસ,
એહ ભાર ઇસ્વર તુને, એ ભોગવજે ઇસ.

મહાજોગીનું લીધૂ રૂપ, પ્રકટ થયો છે ભોળો ભૂપ,
વણપૂટે સ્યા માટે મરે, રખે દેહની હત્યા કરે. ૨૯૩
માન્યૂ'તુ એણે કમળપૂજન, તે તેણે કિધૂ રાજન,
પ્રધાનને ભય લાગ્યો ઘણો, પિંડ પાડ્યો પોતા તણો. ૨૯૪
ન્યાઇ મરે તિહા શી ચિંતાય? સ્ત્રી મુવાથી હત્યા થાય
કારણ એ સંભળાવ્યૂ તુને, સ્યાને દોપ દે છે તૂં મુને? ૨૯૫
શિવ પ્રતે સ્ત્રી બોલી વાત॰ કરીશ હૂ મુઝ દેહની ઘાત,
એકલી ઘેર નહી પાછી જાયૂં, એહની ગત્ય તેહવી હૂ થાયૂ. ૨૯૬
શિવ કહે. તૂ શોક કર ત્યાગ, વરદાન મુઝ પાસેથી માગ્ય,
[જે હોય ઇચ્છા તાહરી, માગ્ય માગ્ય કરૂણા માહરી.] ૨૯૭

---

૨૯૩-૧ પછી કે મા આ છપ્પો વધુ છે –

, ધરો ત્રબકનું ધાન, માન મરદન અરિગજન,
ભૂત પ્રેત વેતાન, વ્યાલ ધરે બેઠ ભોંભજણ
ધતુર, આક, ફલીહાર, છાર ચાલે બોહો અગણ,
ઝોલી લીધ પર ડડ સૂદ્ર જટા બીચ ગગણ
ગલે ધરી રુંડમાન, ભાલ બીચ ઇંદુ છાજે,
વ્યાઘ્રચર્મપરિધાન, ગાન શુભ ડમરુચ બાજે
ત્રિનેત્ર, ત્રિશુનધરણ, હરણ પાપ, સબ સુખકરણ,
શામળ કહે સેવો સદા હરિહર શંકર શીવ શરણ

૨'૩-૧ પછી પા –

નોંધારા ફરો આધાર, દલ મોહોટે ડાહો દાતાર,
ભોલો ચક્રવત, ભોલો નાથ, ભોના તે અસ્ત્રી ફરે સાથ

૨૮૪ પિંડ કે હિ દેહ ૨૮૪ ૧ પછી પા દેવુ'તુ તે ઓસીકન થયો, થીર ઠેકાણે થયો તેં૦-કે માટે પડો છે રાજન, હિ તેણે શીશ હરૂ(યૂં) રાજન ૨૯૫ ન્યાઇ૦-કે હિ ન્યાએ મુવા તે– ૨૯૫-૧ પછી પા તાહારે દુખે હુ પણ મરે, સીવને સીદ ઓસીકન કરે ૨૯૬ શિવ૦-કે સ્ત્રી પ્રત્યે શીન બોલ્યા વાત, માટે ન કરીશ દેહની ઘાત એકલી૦-કે હું તો પરસન તુઝને થયો, દુખ શોક તો તાહરો ગયો ૨૯૭ મુઝ પાસે કે જેહ ગમે તે માગ્ય ૨૯૬ નદી પા મ્મ પા ફા હિ આથાયૂ, જાયૂ ૨૯૭ તૂ૦ ફા શોક કરો તુમે તાગ પાસેથી પા પાસે તૂ ૨૯૭-૨ આ પક્તિ એકની પા મા છે

### છપ્પય

ધન્ય ધન્ય શિવ મહારાજ, લાજ રાખોછો માહેરી,
આપો સુખવિલાસ, આશ કરે જે તાહેરી.
વૃષભવાહન રૂદ્ર, પ્રૌઢ વરદાન જ આપે,
જેહ જપે તુજ જાપ, આપ શરણાગત થાપે.
ચોખા ચઢાવે ચાર, પાર ભવજલના પામે,
જેહ વગાડે ગાલ, ઝાલ તે જન્મની વામે.
પુષ્પ ચઢાવે જેહ, દેહ નિરોગી થાયે,
પૌત્રપૌત્રી પરિવાર, સાર સુખ જે ગુણ ગાયે.
અષ્ટ મહા સિદ્ધિ, નવ નિધ રહે નિત વાસે,
જીવિત પામે ભકિત, મુકિતપદ અંત કૈલાસે.
મહારુદ્ર ઈશ સમાન, નહી કોઈ દાતા દૈવતા,
સામલ કહે ચિતમાં ધરો, મૃતકને કરો જીવતા. ૨૯૮

### ચોપાઈ

સ્તુતિ કિધી જોડી બે હાથ, પ્રસન્ન થયા તે ભોળા નાથ,
જે હૂં કહૂં તે નારી કરો, ધડ ઉપરિ તમે મસ્તક ધરો ૨૯૯

---

૨૯૮ આપો૦—આ પંક્તિ ફા. માં પડેલી છે; સુખ પા. વિવિધ. આપે પા. આપો. થાપે પા. થાપો. ૨૯૮–૩ ૪, ૫, ૬, ૭, ૮ કે. માં નથી. ૨૯૮–૬(દ્વિ.) તે જન્મની ફા. તે જસની (પણ આનો અર્થ ઉલટો થાય છે) ૨૯૮–૧૦ ભક્તિ કે. મુક્તિ. ૨૯૮–૧૧ નહી૦ ફા. નહીં કોઈ દેવતા. ૨૯૮–૪ પછી પા:–

જીવનમુક્તિ સોગરે, સુધા પુરે વૈભવ વણા,
વીસ્વદાતા વર આપીયે, જીવાડો એહે બેહુ જણા.

૨૯૮–૮ પછી પા.–

મહારાજ રાજરાજેસ્વરા, કીપાસીંધુ કરૂણા કરો,
જીવાડ જાણુ એ બેહને વાત એહ ધ્યાંને ધરો.

૨૯૮–૯, ૧૦, ૧૧, ને ૧૨ પા. માં નથી ૨૯૯ તે પા. છે

અંબર ઊઢાડો એક ચીર, તે ઉપરિ સમરપુ નીર,
ઈમ કરતાં એ જીવતા થસ્યે, પલક એકમાં કષ્ટ જ જશે. ૩૦૦
બોલ સૂણ્યો શંભુજી તણો, સ્રીને હર્ષ થયો છે ઘણો,
રાણીના તો શોક જ ગયા, તરત ઈશ અલોપ જ થયા. ૩૦૧

દુહા

હર્ષ ઘણો તે વાધિયો સફલ થયો તે દીસ,
પ્રધાન કેરા ધડ (ઉ)પરિ, ધરયૂં રાયનૂં શીશ. ૩૦૨
રાજાનૂં જે ધડ હતું, (તિહાં) શીશ ધરયૂં પરધાન,
હર્ષે મન જાણ્યૂં નહિ, ન રહ્યૂં દિલમાં ગ્યાન. ૩૦૩

ચોપાઈ

શંભુ(ઈ) કહ્યૂં હતૂં જેટલૂં, સ્રીઈ કિધૂં'તૂં તેટલૂં,
મૃત્યક ઘાત થકી છૂટિયા, આલસ મોડી બે ઉઠિયા. ૩૦૪
ધડ પ્રધાન ને માથૂં રાય, પ્રધાન શીશ રાજાની કાય,
તેહ વાતનો મુને વિચાર, પેલી સ્રી તે કાહોંની નારી. ૩૦૫

---

૩૦૦ સમરપુ કે. સીચો નિરમલ; પા. હિ. સમરપો. ઇમ૦–કે. હિ. પા. એમ કરે એક મહુરત જશે. પલક૦ હિ. બે જણ ફરી બેઠા થશે. ૩૦૧ ઇસ પા. અંતરજામી. ૩૦૩ પછી પા:–

અરસપરસ અરાપરી, ધડ જુજુયાં સીસ,
કરાં કામનીયે એકઠાં, કહી ગયા'તા ઇસ.

૩૦૫ તેહ૦–ને બદલે કે:–

થયો ઘણો તેહનો વિસ્તાર, એ બે નરમા તે કાહોની નાર
સાચું ઠેકાણું તાહેરૂં, મન સંદેહ ટાલો માહેરૂ,
પા:–તેહ વાતનો મોહોટો મરમ, ક્યમ રહેસે અસ્રીનો ધરમ,
કહે વીક્રમ સુણ હુસીયાર, નીરમલ અસ્રી તે કોહની નાર,
રાજા તે કાહો ધડ કે સીસ, રાણી તે તો કાહોની ધીસ.
ડાહાપણ ગુણ દીસો છો ઘણા, છો તો આપ અબોલા તણા,
જો જુઠું બોલોજી આપ, પંચ હત્યા રાણીને પાપ,

### દુહા

વિક્રમરાય વાણિ વદે સુંણુ અબોલાના હાર!
ધડની કે તે શીસની, કહો ભાઈ! કાહોંની નારિ. ૩૦૬
સત્ય જો બોલે નહિ, તો દેયૂં તુજ શ્રાપ;
સ્રીહત્યા ગૌવધ તણું, (તે) તુઝ રાણીને પાપ. ૩૦૭

### ચોપાઈ

તાહેરે તે બોલ્યો છે હારઃ રાજા વિક્રમ આપે ધાર્યું;
જગતો કર જોયે જ્ઞાતિયો, કૃષ્ણાર્પણ કરીને આલિયો. ૩૦૮
અઉઠ મણની કાયા દેહ, સ્રીનો વર કહીઈ તેહ,
શેર એકનું માથું સ્યૂં કરે? સ્રી તો જઈ કાયાને વરે. ૩૦૯

### દુહા

અબોલા કાને સુણી, ચઢી. ઘણેરી *રીસ,
પગ તણી જે ઝાળ છે, તે તો લાગી શીશ. ૩૧૦
નાખ્યો હાર કટકા કરી, જુઠું બોલો આજ,
તૂ અસત્ય ભાખે ઘણું, તે તો મુઝને લાજ. ૩૧૧

---

૩૦૬ સુણુ૦ પા શૂણ રે હુસીયાર રાય વાણી વદે કે વાણી બોલીયો કાહો બાઈ કે બેમા ૩૦૭ સ્રી૦ ફા. સ્રીહત્યાદિ પાપ છે, કે સહસ્ર સ્રી હત્યા તણુ ૩૦૮ પછી કે મા આ પક્તિ વધુ છે ચોરી પાઠવ ફેરા ફરા, વરમાલ ધાલીને જે વરા, પા પાંગે વરતા મગળ ચાર, કરથી પરણાવો ક્સાર. દેહ પા જેહ સ્રીનો૦-પા તે તરૂણીને વરગે તેહ ૩૦ એકનું કે સાવનું, હિ પા એકનું ૩૦૯ પછી પા.—

આસ્રીને કાયા સાથે કામ, પૂછે છે તેહનું સુ નામ?
ઘ્યાણો કહે છે સહુ સાથ, ચોરીમા જવો છે હાથ
સુસ્તગ બચારૂ તે સુ કરે? વપુ જોઇને વનીતા વરે

૩૧૦ કાને સુણી કે થઇ આકલી. ભાખે ઘણુ પા ભાષણ કરે તે વિક્રમ૦ કે

## ચોપાઈ

મેં જેવું મારે મન લહ્યું, તેહવું રાજા આગળ કહ્યું;
તમો તમારા મનમાં લહો, વિક્રમ આગળ તેહવું કહો. ૩૧૨
નવિ કીહો રાજા વિચાર, સ્ત્રીહત્યાનો તુજ શિર ભાર. ૩૧૩

## દુહા

તાહેરે રાણી બોલિયાં: સાંભળ વિક્રમ રાય।
શાસ્ત્ર તો એહવું કહે, સ્ત્રી તો શિરની થાય. ૩૧૪
મોહો જોઈ સહુ ઉલખે, મુખ તો રત્ન અનૂપ,
કન્યા તો તેહેની થઈ, સાચું માનો ભૂપ. ૩૧૫
વિક્રમ મનમાં હરખિયો, નહિ ચતુર તુજ જોડિ,
મધ્ય રાતિ પૂરી થઈ, બીજે પડદો છોડ્ય. ૩૧૬
પડદો છોડી નાંખિયો, મેહલ્યો મનનો ગર્વ;
સામળ કહે સાચૂં કહૂં, હરખી સખિયો સર્વ. ૩૧૭

---

સુલ વાત રાજાને કહો. ૩૧૩ નવિ૦–કે. સાચું નવ બોલો આ ઠાર. સ્રી૦ કે. પ્રહાંણ હત્યા તણો તુજ સીર બાર ૩૧૨–૧૩ ને બદલે પાઃ–

માહારા મનમાં મીં લહું, તેહે કહું છે સત્ય;
તમો જાણો તેહેવું કોહો, રાખો પાણી પત્ય
માહારા સમ જો માનની, રાખો હેડામાં વાત;
સાહાસ્ર પુરાણે જે ઘટે, સંભલાગ્યો સાક્ષાત.

૩૧૪ તાહરે૦–કે. બુધ ધરી તે બોલીયાં રીઝ સાંભલ રાય. શાસ્ત્ર૦–કે. શોધી તેને શાહાસ્રમાં; પા. વેદ વચન એવુ વદે. ૩૧૫ તેહની પા. સીરની. ૩૧૬ મધ્યરાતિ૦–કે. પોહોર બે પુરણ થયા છોડી૦ પા. છોડ્યો પ્રીતથી. ૩૧૭ પછી પાઃ–

ધન શ્રી હરસીધ માતને, ધન વીક્રમ વીલાસ;
ધન માહાકાલ મહાદેવ તુજ, કેહે ક્વી સામલદાસ.
વાત ત્રીજી કહું ત્રીજા પોહોર કેરી કથા, જેહ વાત જાણું હું જથા
સસ્કૃત માહીથી સોધી સહી, કથા માકૃત પુરાણે કહી.

૩૧૭ પછી કે. માં આ ઇતિશ્રી છે.–ઇતિશ્રી સિંહાસનબત્રીશી હ્રય ૫૮ મુક્તિ સંપૂરણ.

(અંતર્ગત વાર્તા–૩ ૭)

બીજો પડદો છોડિયો, નિદ્રા ગઈ બે પહોર
અબોલા પ્રતે બોલિયા, વિક્રમ એમ તે ઠોર – ૩૧૮
તૂ છે રાણી ! શુભમતિ, તાહેરી ઉત્તમ જાતિ,
જો તૂ દે હુંકારડો, કરૂ હુ રૂડી વાત. ૩૧૯
રાય પ્રતે દાસી કહે, આણો મનમાં લાજ,
અબોલા જો ઉચરે, પડદા કિમ રહે આજ? ૩૨૦
રીસ કરી કહે રાયજી નહી તાહરૂ મુઝ કામ,
બોલે નેહુર રાણી તણૂ, તાહરૂ ઉત્તમ નામ ૩૨૧
વેતાલ તિહાથી ઉઠિયો, બેઠો નેપુર ખાસ
ધન્ય સત્યવાદી રાય તૂ, રાણી છે તુજ દાસ ૩૨૨
નથી સાન એહને રુદે, નહી અક્કલનો ભાગ,
તમ સરિખો કિહાથી મળે, આવી લાગે પાગ ૩૨૩
મહારાજ ! વાત કહો તમો, હૂ હુંકારો દેશ,
કેદાર કાશી ગોમતી, તેહનૂ ફળ તે લેશ ૩૨૪

ચોપાઇ

તે નેપુર હૂકારો દીધ, રાજા વિક્રમ કહે છે સીધ,
અચિરજ પામી સઘળી નારિ, બેઠી સાંભળવા તે ઠારિ ૩૨૫
સૌરાષ્ટ્ર દેશ ને માછૂ ગામ, તીર્થ નામ રૂડો છે ઠામ,
સદા સુખિયો છે રાજન સકલ સમૃદ્ધિ, એકે નહિ તન ૩૨૬

---

૩૧૮ કે મા આ કડી નથી પા મા ૩૧૮–૨ નથી ૩૧૮–૧ છે ૩૧૯ રૂડી કે વારૂ. તૂ૦ કે વિક્રમ કહે રાણી સૂણો નહી૦–કે પા નહીં કામની તુજ કામ કે ફા બોલે નેહુર રાણિ તણુ તો માહરુ કામ ૩૨૨ ધન્ય૦–કે, ધન ધન રાય પૃથ્વી પતિ ૩૨૩ તમ૦–કે જો એ તમને ઓળખે ૩૨૩ પછી પા –શ્રીડી સુર દોડકું કરે, કાગને સૂય કપૂર ઘરને આગર સોભે નહીં, નપુંસકને ન સોભે તુર ૩૨૪ પછી પા અકરમી એહ અભાગણી, બુધ પાનીયે હોય રાજાને સૂ રાણી લહે, ક્લીવ ન સકે હોય ૩૨૬–૧ પછી ફા મા પંક્તિ વધુ છે –તેજપાલ તાઠાનો રાય, ઝાઝુ ગોત

ચંડી પૂજન કરે તે નિત્ય, મહાકાલી ઉપરિ બહુ પ્રીત,
નિત્યે ધ્યાન માતાનું ધરે, હોમ જગન બ્રહ્મભોજન કરે. ૩૨૭
તેહેની પૂજા મનમાં ધરી, પ્રસન્ન થઇ આપી દીકરી.
નૈવેદ્યનો ચરભક્ષ જ કરયો, તિહાંથી ગર્ભ ઉદરમાં ધરયો ૩૨૮
દસ માસ થયા જાહરે, પુત્રી પ્રકટ થઇ તાહરે,
મહાસ્વરૂપ સુંદર બહુ તેજ, સાત પુત્રને ઠામે હેજ. ૩૨૯
માતપિતાનો અધિકો નેહ, શીતલ થઇ પોતાની દેહ,
વંધ્યાગાળ મેહેણું ભાગિયું, પૂર્વકર્મ સુકૃત જાગિયું. ૩૩૦
હર્ષ ધરે મન દિન વહી જાય, મોટી થઇ કામિની કન્યાય,
વરજોગ થઈ તે નારી, પૂર્ણ વરસ થયાં છે બાર. ૩૩૧

## દુહા

વરસ બાર પૂરણ થયાં, મળ્યાં સહોદર જન,
વર ખોળો કન્યા સમો, જિમ રીઝે રાજન. ૩૩૨
જેહને જેના મન વિષે, રૂડો સુવેષી હોય,
તે ખોળી વર લાવજ્યો, ભ્રાંતિ ન કરસ્યો કોઈ. ૩૩૩
એહવો થાપ કરી પછે, સહુ કો કામે થાય;
વર રૂડો લાવ્યા તણો, માંડ્યો છે ઉપાય. ૩૩૪

---

દના નિત ગાય. પછી પા. નો વધારોઃ-સદા નીરતર આનંદ હોયે, વિજયપાલ રાજા તે જોય. ૩૨૬-૨ ને બદલે પાઃ ઘણી લખમી, ઘણાં ઘરસુત્ર, પેટ નહીં રાજાને પુત્ર. ૨ દાનિરમલ મોટું તેહનું મન. ૩૨૭ ચંડીપૂજન૦-કે ચંડી પૂજે રાજસ રીત બ્રહ્મભોજન કે. અદ્દકેરા. ૩૨૮ મસન્ન થઈ કે. તેહને, પા. દેવીયે. નૈવેદ્યનો૦- કે. માં આ પંક્તિ નથી. ૩૨૮-૧ પછી પા. સાત પુત્રને ઠામે એહ, નરપતિને મન વાધ્યો નેહ. ૩૨૯ દસ૦- કે. માં આ પંક્તિ નથી. ૩૩૦ થઈ૦- કે. હિ. થયો રાજાનો દેહ. ૩૩૧ મોટી.૦-કે. કન્યા ઘરમાં મોટી થાય; ફા. મોટી થઇ તે કન્યાય. પૂર્ણ૦-કે. વરસ થયાં આપે અગીયાર. ૩૩૧ પછી પા. વરને કાજે પોલજ કરે, માતપીતા મન ચીંતા ધરે. ૩૩૨. વરસ૦-કે. વરસજ એકુ બારસું. રાજન પા. રાહનું. જિમ૦ કે. માને માહારું મન.

## ચોપાઈ

દેશ જિતવા મોકલ્યો પરધાન, ગઈ દીધા ઝાઝાં માન,
તિહાંથી શિખ માગી તે ગયો, સૈન્ય સુડાડી પવે થયો. ૩૩૫
તે વજીર ગયો એક હારિ, સુવેણી દીઠો રાજકુમારિ,
નાતિજાતિમાં રૂડૂં ઘર, સ્વરૂપવંત શાણો છે વર. ૩૩૬
તે સંઘાથે જોડિ પ્રીતિ, વિહવા કીધો કુલની રીત્ય,
લગ્ન લીધું સુંદર દશમી તણું, વજીર મનમાં હરખ્યો ઘણૂ. ૩૩૭
કોલકરાર કરાવ્યા લેખ, કર્યો કરાર તે ન ફરે રેખ.
વળી રાયનો સાળો હોય, (તે) કન્યા કેરો મામો જોય. ૩૩૮
તેહ ગયો પોતાને ગામ, વર રૂડો જોયો એક ઠામ,
તે પણ લગ્ન દસમીનૂં ધરયૂં, કરી ચાહલો સાજૂ કરયૂ. ૩૩૯
નિશ્ચે વાતનો થાપ્યો થાપ, ફરે વાત તો બીજો બાપ.
રાજા આપ ગયો શિકાર, વિવાહ કીધો તેણે હારિ. ૩૪૦
લગ્ન નિરધારયૂ દસમી દિશ, કર્તા હર્તા છે જગદિશ. ૩૪૧

૩૩૩ વિષે પા વસે ૩૩૫ ફા. દેશ કે પુર. ૩૩૫-૧ પછી પા –વર રૂડો હોયે તો લેજો તમો, વચન સહીત તે કરસૂં અમો સૈન્ય૦ કે સાથ સૈન્ય લઈ– ૩૩૬ સુવેષી કે પા રૂડો શાણો હિ આપે નાતિજાતિમા કે હિ જાત્ય ભાત્યને નાતિ૦ પા.-જાત્ય નાત્ય કુલ સુધે કરે, સરૂપ બતરીસ લખણો વરે ૩૩૭ તે૦ પા.-કુલા બોહોતેરી પુરણ પ્રીત ૩૩૭-૧ પછી પા.-શ્રીફલ આપી લીધું લગન, મન માહી થયો છે નગન ૩૩૭-૨ લીધૂ સુદર પા. વૈશાખ સુદ વજીર૦ પા. મન હરખુ સજનનું ઘણુ. ૩૩૮-૧ પા માં નથી. ૩૩૯ ચાહલો ફા. ચાલ્યો. ૩૪૦ નિશ્ચે૦– કે હિ પા મા આ પક્તિ નથી રાજા કે અધિપત ફા. સમાર પછી કે. મા આ કડી વધુ છે–જ્યેષ્ઠ માસ દસમી ને કરણુ, કન્યા એક ને વર છે તરણ, ત્રણે જાણુ પ્રતીગના કરે, માત્ર એક પાછુ નહી ફરે ૩૪૧ પછી પા. મા વધારો–કોહોની વાત કોહો નથી જાણતા, બધે મનમા નથી આણતા. એહ અચરત એક મોહોટું કરણ, કન્યા એકને વર છે તરણ

### દુહા

જુજુવા વર ત્રણે કર્યા, કોઈ ન જાણે મર્મ,
કન્યા તો ઘેર એક છે, ઈશ્વર રાખે શરમ. ૩૪૨

### ચોપાઈ

ઘેર આવ્યો પોતે રાજન, સર્વે મળ્યા સહોદર જન,
એકાંત મળીને ગુઝ જ કરી, વિકટ વાત એ આવી ઠરી ૩૪૩
ત્રણે જાનો આવી ઘેર, કન્યા એક, શી કરવી પેર?
વર ત્રણના જોયા રૂપ, સર્વે સરિખા દિઠા ભૂપ ૩૪૪
બે વર જે જે પાછા ફરે, ભાગે દેશને અનરથ કરે,
કિયા વરને પરણાવસ્યૂ, ના કહેવી તે કિમ જણાવસ્યૂ? ૩૪૫
ઇમ કરે ચિંતા જેટલે, લગ્નદિવસ આવ્યો તેટલે,
વર ત્રણેને હર્ષ જ થાય, જાણે પરણીસ્યૂ કન્યાય ૩૪૬
કરે વિચાર સારો સહુ કોય, (પણ) લખ્યા લેખ ઈશ્વરના હોય,
કન્યા નાહવા બેઠી આપ, ખાલમાંથી નિકળ્યો કો સાપ ૩૪૭
પૂર્વ જન્મને વેર જ વસી, નાગે નારી અંગુઠે ડસી,
મુખથી બોલી ન શકી વાણ્ય, સદ્ય ગયા તે એના પ્રાણ ૩૪૮

---

૩૪૨ પછી પા મા વધારો–સહી સાટે ત્રણે કરા, ફરે નહી તે ફોક, જાન સઘલે લાવીયા, લઘધા સાથે લોક ૩૪૨ શરમ કે પા હિ ધરમ ૩૪૩ સર્વે૦–પા આવ્યો સાનો આવ્યો પરધાન કે હિ આવ્યો છે પુરનો પરધાન ૩૪૩–૧ કે મા આ પક્તિ વધુ છે–આવ્યો સાતક છે પછે સીદ્ધ, લગન એ દિવસનુ નીપ વિકટ૦–કે પા હિ જાન ત્રણ આવી ઉતરી ૩૪૪ સર્વે૦ પા ભાગ્યનીથી કોહો ભારે ભૂપ ૩૪૫–૧ ને બદલે પા નો વધારો–બતરીસ લખણુ ચતુરસૂલક્ષણ જાચીક આની કરે વીવાણ્ માંમો કેહે મેં વચન જ કરૂ, ત પરણે તો નીશ્ચે મરૂ પરધાન કહે વચન મુજ જાપે, તો માહારે નવ ધરવી કાપે રાજા કહે મુજ જાને વચન, તાહારે હુ સોનો રાજન ૩૪૫ પછી પા–પાછો વલે તે તજસે પ્રાણ, હોડ હગુ ને થાસે હાણ ૩૪૫–૨ ના કહેવી૦ કે હિ પા કીયા પાછા વાલસ્યૂ.

સગાં સહોદર આવ્યા લોક, ઉચ્છવ રીટી, ફેલ્યો શોક,
હાહાકાર સહુ દષ્ટે જુઈ, જેહવૂં હેત તેવૂ તે રૂઈ. ૩૪૯
માતપિતાને અદકી પ્રીત, કરી મનુષ્યાચારી રીત,
જાન ત્રણેમાં જાણુ જ થયૂં, કન્યા રૂપિયૂં રતન જ ગયૂ. ૩૫૦
સહોદર શોકાતુર થયાં, શબને બાંધીને લેઈ ગયાં,
અગ્નિદાગ દે છે જાહરે, ત્રણે વર આવ્યા તાહરે. ૩૫૧
હઈડામાં ઉપનો વેરાગ, રાજરીધ સહુ કિધૂં તાગ,
સ્યૂં મોહ લેઈ જાસ્યૂ ઘેર, ઘણુ લોક બોલે બહુ પેર. ૩૫૨
કો કહેસ્યે કર્મહીણુા એહ, તેણે કન્યા મુઈ તેહ,
લોક સર્વમાં આખરૂ જસ્યે, આંગલીદેખામણું (અધિકૂં)થસ્યે ૩૫૩
સતપુરુષનૂં નામ જ જાય, તારે મરવૂં વાહલૂં થાય.
ત્રણે પોતાના મનમાં લહ્યૂ, કોને કો આગળ નવિ કહ્યૂં. ૩૫૪
એક મનમાં ધારી વસ્ત, ગાંડે બાંધ્યાં તેનાં અસ્ત.
બીજે વિચાર્યૂં રુદયા સાથિ, જલ મુકૂં આ કેરે હાથ. ૩૫૫
અડશઠિ તિરથ કરસ્યૂં અમો, તેહનૂં ફળ ભોગવજો તમો.
ત્રીજે બુધ્ય એહવી આચરી, ચિંતા તણી રજ ટોળે કરી. ૩૫૬
કરી એકઠી અસ્ત સમેત, કન્યા ઉપારિ અધિકૂં હેત,
કરી મઢુલી બેઠો તાહિ, હરિનૂ ધ્યાન ધરે મન માંહિ. ૩૫૭

૩૪૯ લોક પા. સગ. ઉચ્છવ૦-કે. સ(સ્વ)જનને ઉપનો મન શોક, પા૦ રગ માહે પડો છે ભગ ૩૪૯–૧ પછી પા. લક્ષધા જાનમા હુતા લોક, સહુ કોને મન મટો સોક જેહવુ હતુ તેવું રુઈ કે હિ જેહવું હેત તેવું તે રૂવે હાહાકાર૦-કે સહુ સહુના સામુ જોય, મુવું જીવાડી ન શકે કોય એવી ખબર સ્ત્રીની સાંભલી, રહ્યા રોઇ સહુ ક્વચ્ચી ૩૫૧ તાહરે ફો તે ઠારિ ૩૫૧ પછી પા—ધારણ રાખી ત્રણે ધીર, નારી કરમા મુક્યું નીર ૩૫૨ સ્યૂં૦ આ કડી પા મા નથી ૩૫૩ મી કડી અને ૩૫૪–૧ કે. હિ પા મા નથી. ૩૫૪–૨ ફા. કે. હિ સદપુરૂષનૂ. ત્રણે કે હિ પા પોત. ૩૫૫ તેના પા. કામનીના ૩૫૬ કરસ્યૂ પા. કરીએ. રજ પા ભસ્મ ૩૫૭ અધિકુ કે પા. હિ. એહવું ૩૫૭ પછી પા. નો વધારો—રીધવીધ મુઇ

સમરણનું ફલ તુજને હજ્યો, તાહેરા જીવને સુખ બહુ થજ્યો.
જાન તો પાછી સર્વે વળી, વર ત્રણે રહ્યા તિહાં ગળી. ૩૫૮
સમઝાવ્યા લોકે બહુ પેર, હઠ લીધો ન ગયા તે ઘેર,
થાકી લોક તે સર્વે ગયા, ત્રણે જણ તે સ્થાનક રહ્યા. ૩૫૯
એક અસ્ત કાશી લેઈ ગયો; બીજો મઢુલી બેસી રહ્યો;
ત્રીજો અડસઠિ તીરથ કાજ, ગયા ત્રણે ઇમ મૂકિ રાજ. ૩૬૦
ગયો કાશી તે તો જવ ચરે; બીજો તીરથ કરતો ફરે;
અણુવણ પાય, જતિનો વેશ, દસ માસે ગયો દક્ષણ દેશ. ૩૬૧
મધ્યાહ્ન કાળ થયો જાહરે, ક્ષુધા પૂરણ લાગી તાહરે,
આપ વિચારિ મનમાં પેખ્ય, ગયો કોઇક સતીને ઘેર. ૩૬૨
ભિક્ષા દ્યો મુજ ઇમ જઈ કહે, તે ઉભો તે સ્થાનક રહે;
મહારાજ ! રાજ ભિક્ષા લીજીઈ, શીઘ્ર પાક અમો કીજીઈ. ૩૬૩
પાક કરવા બેઠી તે સતી, ઘૃત લેવા ગયો છે પતિ,
ક્ષુધાવત બેઠો પગ ધોઈ, ઘરની ચરચા તેહેંની જોઈ. ૩૬૪
(ત્રીઇ) બાલક તેડ્યૂં પોતા તણું, તે તો રુદન કરે છે ઘણું. ૩૬૫

સરવે રાત્ય, બેઠા તે કન્યાને કાજ. ૩૫૮–૧ પછી પા નો વધારો—બાંધી આસ બેઠા બારણે, સધરવા, સેવવા કારણે ૩૫૮ તાહરા૦—કે તાહરો જીવ સદ્ગતે જજો. વર૦—કે કોની નવ પોહોતી મન રલી. ૩૫૯ મી કડી કે પા. હિ માં નથી. ૩૬૦–૧ એક૦ પા એક રહ્યો વરત વાસીયે, બીજો અસ્ત લઇ ગયો કાસીયે. ૩૬૧ કરતો કે. અડસઠ. તીરથ પા પૃથ્વી બાધી. ૩૬૧ પછી કે. મા આ પક્તિ વધુ છે.— દેવી કામાક્ષા કામરુ, પશ્ચમ ભાગે તાંહાથી પરુ ૩૬૧ પછી પા. મા વધારો.—

કામરુ દેશ ગુણવર્દ્ધ ગામ, કામાક્ષા દેવીનુ નામ
જડીબુટીયો કામણ કોડ, જડતી જુવતી હાકમને હોડ.
પુરુષને પશુવત્ત કરે, હીમત્ત એહેવી હીંડે ધરે.
નજર બાધી તાહાં જાણે મરમ, કરે કાન્યની પુર માફમ
કામાક્ષા દેવી કામરૂ દેસ, તે પુરમા કીધો પરવેસ.

૩૬૨ સતીને કે ભલા માણસને ૩૬૩ શીઘ્ર પા હવડા ભીક્ષા૦—કે હિ ભિક્ષા આપ કહુ તે ઠાર, દીધુ માન તે ઘરની નાર ૩૬૪ ક્ષુધાવત. પા ખુધીવત. ૩૬૫ પછી પા નો વધારો—

દુહા

વિપત્ત પાડી કરી આકળી, રંજાડે તે બાળ;
નાંખ્યૂં બાલક ચુલા વિષે, જિહાં અગ્નિની ઝાળ. ૩૬૬

ચોપાઈ

તે તો જતિઈ દિઠૂં દ્રષ્ટ, મનમાં અધિકૂં પામ્યો કષ્ટ,
એ હત્યારી છે પાપણી, બાલકવધ દિસે સાપણી. ૩૬૭
એ ઘર ભોજન જો કીજીઈ, બાલહત્યા મસ્તક લીજીઈ.
એમ વિચારી પાછો વળ્યો, ઘરનો સ્વામી સાહાંમો મળ્યો. ૩૬૮
ભૂખ્યા જાવો છો શા માટ? તેહેંના મનમાં મહા ઉચાટ;
અતીત વિમુખ બારેથી જાવ, વ્રતભંગ અમારૂં થાય. ૩૬૯
જાચિક આવ્યે માન નવિ દે, પિત્રિ તેહેંના પિંડ જ ન લે;
ભુતર્યો દ્વિજ પામે નહિ આહાર, તેહને હત્યાનો શિર ભાર. ૩૭૦
માટે ઘેર આવો મહારાજ! લ્યો ભિક્ષા રાખ્યો મુજ લાજ. ૩૭૧

દુહા

તાહરે તે જતિ બોલિયો: કિમ લીજે તુજ આહાર?
બાલકની હત્યા કરી, પાપણી તાહેરી નારી. ૩૭૨

---

નવ સમારવા દે જે સાગ, નવ કરવા દે પોહોલી પાક.
નવ કરવા દે કાંઈ વાત, તાહારે ક્રોધ ભરાણી માત.
બાલકપણું હઠીલુ હોય, જતી બારણે બેઠા જોયે.

૩૬૬ પછી પા. માં વધારો:—
ચુલે નાંખું ચડાવીયે, અરભક કાયા કષ્ટ;
બેઠો થો જે બારણે, તેણે દીઠું દ્રષ્ટ.

૩૬૭ દીસે કે. સાચી. ૩૬૭ પછી કે. માં આ પંક્તિ વધુ છે:—
પેટ તણું બાલક મારીયું, સો જનમનું સુક્રીત હારીયું.

૩૬૮–૧ પછી પા. નો વધારો.—
એ સીકોતેર નોહે સતી, અણુસમ વળી દીઠા તે જતી.

૩૬૯ બારેથી પા. ફા. બારણેથી. જાવો પા. જાયો. અમારૂ કે. સતીનું.
૩૭૦ જાચિક૦–કે. આતીથ્યને લીધા નવ દે. પિંડ ન લે૦–ફા. કલપે રહે. ૩૭૦–૧

### ચોપાઈ

માહારાજ! રખે દુઃખ તેહનૂં ધરો, ચાલો શીઘ્ર ઘેર પાછા ફરો,
મુજ માંહે વિદ્યા છે ઘણી, પોથી મૃતસંજીવન તણી. ૩૭૩
તે બાલક જીવાડૂં અમો, તાહેરે ભિક્ષા લેજો તમો:
એહવી વાત કરી બહુ પેરિ, બે જણ પાછા આવ્યા ઘેર. ૩૭૪

### દુહા

કાઢી છાર ચૂલે થકી, કર્યો અભિષેક મત,
ભણી મંત્રજલ સિંચિયું, બાળક ઉઠ્યો તરત. ૩૭૫
અચિરત દીઠૂં અતિ ઘણું, આનંદ અધિકા થાય;
પ્રદક્ષણા પોતે કરી, લાગો તેહેને પાય. ૩૭૬
એ મંત્ર આપો મુને, તો રીઝે મુજ મન;
તાર પછી તો માહરે, લેવૂં જલ ને અન્ન. ૩૭૭
મંત્ર હતો તે શીખવ્યો, કરી તેહ વિશેષ,
જા ભાઈ! તુઝ જીવસ્યે, મૃતક માનવ એક. ૩૭૮

### ચોપાઈ

હેતેસૂં કીધૂં ભોજન, માન્યૂં આપ બેહુનૂં મન;
વળ્યો પાછો વિદ્યા લાવિયો, સ્રી બાલી'તી તિહાં આવિયો. ૩૭૯
મઢિ ઘાલિ બેઠા છે જાંહ, એટલે બીજો આવ્યો તાંહ;
થયૂં વરસ પૂરણ જાહરે, નાંખી અસ્ત આવ્યો તાહરે. ૩૮૦
ત્રણ જણ તિહાં એકઠા થયા, માંહોમાંહે બોલ જ કહ્યા. ૩૮૧

---

પછી પા.:—અતીત પાછો નોતરો વલે, બાધા જનમનું સુકીત બલે. પાગણી પા. નમેરી. ૩૭૪ બે૦ પા ગુણવત આવ્યો ગ્રહસ્તને ઘેર. ૩૭૫ ફા. સૈંચીયુ હક્યો કે. હિ. જીવ્યો. ૩૭૬ ફા. અચિર. ૩૭૭–૩૭૮ માનવ કે. માણસ ૩૭૮ પછી પા.નો વધારો: અસ્ત તણો એક કરંડો, કે હોયે તેહની છાર, તો તે જીવે માનવી, ઢીલું ન લાગે વાર ૩૭૯ હેતેસૂ પા. ભાવ ધરી. આપ બેહુનું પા તે પધીતું. વળ્યો૦–પા. મંત્ર સજીવનનો લાવીયો. સ્રી૦–ફા. મઢી ઘાલી બેઠા તિહાં આવીયો. અહીં ફા. ના લહીયાને હાથે ૩૮૦ નું ૧ લું અને ત્રીજું એમ બે ચરણો અવાતરે પડેલા લાગે છે, એમ કે. પા. હિ. ના પાઠથી

દુહા

બેઠા તે સ્થાનક કરી, સાચવ્યાં'તાં જે અસ્ત;
બીજે તે પાસે થકી, માગી લીધી વસ્ત. ૩૮૨
મંત્ર ભણી જલ છાંટિયું, ક્ષણું ન લાગી વાર;
ઉઠી તે બેઠી થઈ, રૂપે સુંદર નારી. ૩૮૩

ચોપાઈ

એક કહેઃ હું નાહ્યો ગંગ, તેણે સજીવન થયું એ અંગ.
એક કહેઃ મેં વિદ્યા કરી, તેણે એ જીવી સુંદરી. ૩૮૪
એક કહેઃ હું બેસી રહ્યો, સાંચ્યાં અસ્ત તો અર્થ જ થયો.
ત્રણ જણ બેઠા તે દ્વારિ, કહે નેપુર! એ કોહની નારિ. ૩૮૫

---

તથા સદર્ભથી જણાય છે. પૂરણ ફા. સંપુરણ. ૩૮૩ ક્ષણું૦–કે. તરુણી ઉઠી તરત. તે પા. કન્યા ઉઠી૦–કે. સજીવન શામા થઈ, જે પામીતી મરત. રૂપે૦–પા. રૂપ તો અપરમપાર. ૩૮૪ ની પહેલાં કે. માં આ આ પક્તિ વધુ છે.–દીઠી જીવતી નારી તેહ, ત્રણે નરને મગટયો નેહ. ૩૮૪ થી ૩૮૭ ને બદલે પા.–

તેર વરસ તરૂણી ત્રીયા, અકલવંત, અનુપ;
જુવતી જોઈ વીસમે થયા, ત્રણે બારે ભુપ.
કાસીવાસો કહે કામની, હેતે માહરી હોયે;
અસ્ત નાક્ષાથી જીવતી, પેદ ન કરસ્યો કોયે.
બેઠા'તો જે બારણે, તે કહે માહારી નાર;
બીજા રપે સામું જુવો, ભાવે પેસો બાર.
પરસપેર ત્રણે કહે, સાચો ન મલે સચ,
તે તો ન્યા ચુકે નહી, પરમાણીક જે પંચ.
હુ નેહોર રાણી તણું, સાચું કોહો આ દીસ;
તો તમો ભાયા વદો, ભ્રમહત્યા શાણીસીસ.
નેહોર કેહે નરપત સુણો, સત્ય કહુ છુ આપ.
લઘ કોટન ને સહસ્રધા, રાણીને સીર પાપ,
સજીવન વીદ્યા ભણ્યો, કરી જીવતી નાર;
તરૂણી તો એ તેહની, પંચ કરે પરમાણ.

૩૮૫ સાચ્યાં ફા. સાચવ્યાં.

સાચૂ તૂ ન કહે આ દિશ, કન્યાવધ રાણીને ચીસ;
જુઠૂ બોલે જો તૂ ઘણૂ, વ્રત ભાગજ્યો રાણી તણૂ. ૩૮૬
તાહેરે નેપુર કહેઃ સૂણ રાય! કન્યા તો વિદ્યાની થાય;
જે મૃત સજીવન વિદ્યા જાણી, તેણે નારિ જીવી તે તણી. ૩૮૭

દુહા

'નેપુર કાહાડી નાંખિયુ, કરયૂ તે કટકા સાત,
લાજ લગાડે મુજને, જૂઠી બોલે વાત. ૩૮૮
મેં જાણ્યૂ તે મેં કહ્યૂ, માહેરે મોંઢે વાણી;
તમે જાણો તે કેહો નહિ, તો ઇશ્વરની આણુ. ૩૮૯
અસ્ત નાંખ્યા તે સુત થયો, જીવ આપ્યો તે તાત,
જે બેઠો તે તો વરે, એ તો સાચી વાત. ૩૯૦
મન હરખ્યૂ સહુ કો તણુ, મેટિ મનની હોડિ;
રાણીને રાજા કહે, ત્રીજો પડદો છોડિ. ૩૯૧

(અંતર્ગત વાત ચોથી)

ચોપાઈ

પટ ત્રીજો છોડ્યો તે ઠોર, રહી જામિની એકજ પો'ર,
રાજા કેહે! કહુ એક વાત, જો કકણુ બોલે મુજ સાથી. ૩૯૨

---

૩૮૭ જે૦-કે સમત લખી આપુ હું ઘણી, નારી મતરવાલા તણી ૩૮૮ કાહાડી પા. ભાગી જૂઠી૦ પા. કહે છે વપરીત વાત ૩૯૦ જે૦-કે જે બેઠો તો બારણે, વર તેહે બીખ્યાત ૩૯૦ પછી પા. નો વધારો—

મહુની બાધી જે રહો, ધરા રાતા જે વસ્ત્ર,
કન્યાનો તે તો ધણી, વારૂ કહું છું વસ્ત

૩૯૧ સહુકો તણું કે. મહીપત તણૂ મેટી કે પા મેહલ્યો આ કડી પછી કે ને હિ મા આ ઇતિશ્રી છે—ઇતિશ્રી વિક્રમ અમોના સવાદે તૃતીય પદ મુક્તિ નામ ૩૯૧ પછી પા. નો વધારો—

ત્રીજો પટ તો છોડીયો, પોહોતી મનની આસ,
કહું કથા ચોથા તણી, કેહે કવી સામલદાસ

હરખ્યાં સહુ રીઝયાં માનની, હવે રહી થોડી જામની;
રાજાઈં કંકણુ બોલાવિયો, વૈતાલ ઉઠી તેમાં આવિયો. ૩૯૩
ધન્ય ધન્ય વિક્રમ ! ચતુરસુજાણુ, અબોલા છે મહા અજાણ;
પૂર્ણ પુણ્ય જો કીધાં હોય, હેત કરી તમ સાહામૂં જોય. ૩૯૪
વ્રત એહનૂં સર્વ એળે ગયૂં, તમ દરશણુ એહને નવિ થયૂં;
ડાહી હશે જો મનમાં આપ, અજાણુ થશે તો પૂરણ પાપ. ૩૯૫
રાજા કહે તાહરૂં સ્યૂં જસ્યે, પ્રભુને ગમસ્યે તેહવૂં થસ્યે;
ધરવા દ્યો એહને આંબળો, વાત કરૂં તે સહુ સાંભળોઃ– ૩૯૬

મરુસ્થલી મુંજેશ્વર ગામ, સુરદેપાલ રાજાનૂં નામ;
વર્ણુ અઢારે તિહાં વસંત, કુલ આચારે કામ કરંત. ૩૯૭
એક શૂદ્ર કેરો છે તન, અપંગ આંધ્ર નહી ખાવા અન;
નિર્ભાગી નાહનો તેં બાલ, થયો માતપિતાનો કાલ. ૩૯૮
કાકાને ઘેર તે ઊછરે, દુઃખે પાપે તે પેટ જ ભરે;
તેહના ઘરને પાસે છેક, રહેતો શૂદ્ર પડોશી એક. ૩૯૯
તે નિર્ભાગીને નહિ ચરણુ, જનકજનનીં પામ્યાં છે મરણુ;
જ્યેષ્ઠ ભ્રાત તેહને ઘર જમે, તેહની ઘરુણી અધિકૂં દમે. ૪૦૦
દુખિયા દુખિયા મળિયા બેહુ, એક એક આગલિ દુખ જ કહેઃ
ભાઈ ! આપણે અધિકૂં દુઃખ, નથી વેઠાતી ભૂંડી ભૂખ. ૪૪૧
આપણુ બેના ભૂંડા વેશ, નહિતર તો જઈએ પરદેશઃ
હિંડાય નહિ તે મોટૂં કષ્ટ, અંધ કહે નવિ દેખૂં દષ્ટ. ૪૦૨

૩૯૩ વેતાલ કૈ. વીર. ૩૯૪ આ કડીને બદલે કૈ. માં નીચેની કડી છેઃ–નંદશા કીધી રાણી તણી, સરત કીધી રાજાની ઘણી; એ અપોલા છે પાપણી, આપ વાત કરો આપણી. ૩૯૫ ડાહી૦–કૈ. થશે ઢાહી અહંકારે આપ, તો પુરણ એ નારીનાં પાપ. અજાણુ થશે પા. નહીં નરપે તો. ૩૯૬ વાત૦–કૈ. હિ. તમે મન સુણી–. ૩૯૭ કુલ૦–કૈ. આપઆપણે કુલ કામ કરંત. ૩૯૮ અપંગ૦–પા. બે આંખે અધ ને નહી લોચન. ૩૯૯ દુખે૦–કૈ. દલી દરણુ ને પેટ જ ભરે ૩૯૯–૧ પછી પા. નો વધારોઃ–

દરણું દલે ને પાણી ભરે, ગાયે ગીતાં ને કામ જ કરે,
તોહે પેટ ન પુરૂ ભરાયે, કામ કરંતે દુપીવો થાયે.

અંધ કહેઃ–ઉપાડૂં હું, જો મારગ દેખાડે તૂં;
એહ વિચારી તેણે સુઝય, બે જણે છાની કીધી ગુજ્ય. ૪૦૩
કોને કેહૅવા તે નવિ રહ્યા, ધન લેવા પરદેશી ગયા;
ઉપાડી ચાલ્યો આંધળો, પંથ દેખાડે છે પાંગળો. ૪૦૪
મૂકી ગામ એક બીજે વહે, નિશા પડે તિહાં વાસો રહે;
ઇમ કરતે પૂરમાં જાય, તે સ્થાનક એક અચરિત થાય. ૪૦૫

દુહા

તે નગરનો રાજિયો, તેહને કન્યા સાર,
રૂપવંત રંભા સમી, તેહૅમાં ખોડિ અપાર. ૪૦૬
લાંબો મસ હઇડા વચ્ચે, તે દીસે વિકરાલ,
તેહૅને કો પરણે નહિ, રહી કુંવારી બાલ. ૪૦૭
તે રાજાઇ મત્ય આચરી, મેળ્યા વર્ણ અઢાર,
કલશ જ ઢાળે હાથણી, તે પરણે આ નારી. ૪૦૮

૪૦૩ હુ કે અમો. હુ કે. તમો ૩૬૬ જસ્યે પા. જાયે થસ્યે પા. થાય. ૪૦૩–૧ પછી પા. નો વધારો–બકલ મુને મારગની આલ્ય, મુજ ઉપર બેસી તું ચાલ્ય. ૪૦૪–૧ પછી પા મા વધારો–

પેટ કાજ કાસદ કાસદું કરે, પેટ કાજ તસકર જર હરે
પેટ કાજ જે વિદ્યા ભણે, પેટ કાજ મનુષ્યને હણે
પેટ કાજ તે વાજા વાયે, પેટ કાજ વીદેસો જાયે.
પેટ કાજ મુએ છે સીસ, પેટ કાજ વેઠે દુખ દીસ
પેટ ભરવા કેરે કારણે, એ પગે ચાલ્યા બારણે
ગોહોટું દુખ તે ભુડી ભુખ, એ આગલ દુખ તે તે સુખ.

૪૦૫ પછી પા મા વધારો દોજન વોલા વસમો ઠામ, ધણુંક પથે આવ્યુ એક ગામ ૪૦૭ પછી પા મા વધારો–બોકુલ કો સંવરે નહી, નવ મેલે કો મન, મસ દેખી સહુ ઓસરે, જે કો દેખે જંન ૪૦૬ રાજીયો કે. અધીપતી રંભા સમી કે રામા બલી તેહમા ખોડિ કે પણ ખોડીલી ૪૦૮ પછી કે માં આ કડી વધુ છે–

જે ના કહે તેહને હણું, નાંતે તો લૂંટૂ ઘર,
હોસ ધરે જાહા હાથણી, તે રીનીતાનો વર.

૪૦૮ પછી પા નો વધારો–

શુભ શણગારી હસ્તણી, મલી છે ખલક જે કોડિ;
તિહાં જોવા ઉભા રહ્યા, અંધ અપંગ બે જોડિ. ૪૦૯
આગલી ઉભો આંધળો, પાંગળો ખંધ વિશાળ,
[હોંસે આવી હાથણી, વારૂ કર વરમાળ.] ૪૧૦
ડાબા જમણી મૂકિયા, સહુ લોક તે દિસ,
પાછળ બે પેલા રહ્યા, કલશ ઢોળ્યો તે શીશ. ૪૧૧
રાય વાચા ચૂકયો નહિ, જે બોલ્યો'તો મુખ,
કન્યા પરણાવી તેહને, દુખ ભોગવે કે સુખ. ૪૧૨
જથાજોગ ચોરી રચી, પરણાવી તે સંગ,
મંગળ વરતો આંધળે, અપંગ ચઢયો છે અંગ. ૪૧૩

---

સણગારી એક હાથણી, તેહને શીર વરમાલ:
કલસ ભરો ગંગોદકે, કીધું ઝાકઝમાલ.
હુંડી ફેરવી દેસમાં, નાહાંના મોહોટા હોયે;
સરવે આવો રાજમાં, મહીર ન રોહો કોયે.
ધન આપે ધરણીપતી, પરણાવે કન્યાય;
એહેવું કોતુગ કોટીધા, જોવા સહુકો જાયે.
કંગાલ ને કરોડાંપતી, કાંહાં રહીયત, કાંહાં રાંક,
મેલી મેહની મહીપતે, વાલો આડો આંક.
ક્લસ જ ઢોલે હાથણી તેને કન્યા દેવું;
સુખ મરડીને જે રહે, તેહને શુલી દેવું.

૪૦૯ મલી છે કે. પાછલ. ૪૧૦ હોંસે૦ કે. પા. હિ. માથી આ પંક્તિ લીધી છે, કે. માં લહીઆએ તેની જગો નકલમાં ખાલી રાખી છે. હોંસે હિ. ફરતી. વારૂ હિ. જેહને. ૪૧૧ સહુ લોક તે કે. બહુ ડાહાપણનયા. પાછલ૦-કે. અંધ અપંગ ઉભા હતા. ૪૧૨ ભોગવે કે. હિ. ભોગવ. ૪૧૨ પછી પા.-

એહેને કરમ એહેવું લખ્યું, વદે વીધાતા આંક;
તો કલસ આહાં ઢલો, માહારો સાથે વાંક.

૪૧૩ જથાજોગ કે. ને હિ. યથાયોગ. છે કે. હિ. તો. ૪૧૩ પછી પા

જેહેવો દેવ, તેહવી પાવરી, વાસ તેહનો આભાસ,
આહાર તેહવો ઓડકાર છે, પ્રેમ

રહેવા આશ્રમ આપિયો, ભર્યા તે કણ કોઠાર,
ખાઓ, પીઓ, બેસી રહો, કોણ કરે કનવાર ૪૧૪

## ચોપાઈ

પાગળે પ્રીત નારીસ્યૂ કરી આધો હુ મારૂ છેતરી,
એ પાડભાડ જે કરઈ તાજ્ય, પછે આપણ ભોગવીઈ રાજ્ય ૪૧૫
ઝેરી નાગના કટકા કરી, મુકૂ ચૂલે માટ જ ભરી,
ઉકાળી એહને પાઈસ્યૂ, મરસ્યે અધ સુખી થાઈસ્યૂ. ૪૧૬
બે જણે રાખ્યો છે ભેદ, નથી જાણતો ત્રીજો ભેદ,
અધ કહે' માગૂ તુજ કને, લાગી ભુખ આપો કાંઈ મુને. ૪૧૭
રહો ઘડી એક વાળી મન, ચૂલે મુકયૂં ચઢવા અન્ન.
વારૂ કહી તે બેસી રહ્યો, લાગી ક્ષુધા તે આતુર થયો. ૪૧૮

---

૪૧૪ પછી પા નો વધારો—

સરમ એટલી આપની, રાયો રકની રીત,
પગે તો પુરણ કરી, પ્રેમદા સાથે પ્રીત
અથડાતો અધો રહો, રામા ન જોડે રગ,
ન્રે અદેખાઈ અતી ઘણી, સ્યામા ન રહે સગ.
પરસપેરે વેહેર વાધીયું, સુખે ન સૂરે કાયે,
તે ઠામે એક ઠગ થયુ, અતી અચંબો હોયે

૪૧૫ પછી પા—વધુ સઘાતે રાખુ વેહેર, જુગત કરીને દેશુ ઝેર. ૪૧૭ નથી૦—કે અધ, જાણે તેહનો ભેદ ૪૧૭ પછી કે. મા આ પક્તિ વધુ છે—લાગી ભુખ મન માહે ઘણી, તેણે આસ કરૂ તમ તણી, પા દાનાદત સરખુ છે દુખ ભુખી લાગી છે મુને ભુખ ૪૧૮ રહો૦—કે ઘડી એક રાખો ધીર મન ૪૧૮ પછી પા. મા વધારો—

જેહેના બામા એક ખોડ, નહી હરામી એક તોડ
કાયેક કાણો સાચુ હોયે, નહી સરમ અધાને હોયે
નહી મઈ પગાને પ્રીત, નહી કાંઈ રોગીયાને રીત
નહી રોગીની દેહમા સુખ, નહી જ્ઞાન જહારે હોયે ભુખ

શનૈ શનૈ ચૂલે હું જાયૂં (એ) બે પહેલો આગળથી ખાયૂં,
(જૈ) માટ ઊઘાડે જેટલે, ઝેરી ઝાળ ઉઠી તેટલે. ૪૧૯

દુહા

ઉઠી ઝાળ કો ઝેરની, જોયૂં આંધળે માંહિ,
નેત્ર પડળ ફાટી ગયાં, થયો દેખતો તાંહિ. ૪૨૦
જુઈ તિહાં અન્ન નહિ, દીઠૂં ઝાઝૂં ઝેહેર,
એ બે જણે કપટે કરી, મુને માર્‍યાની પેર. ૪૨૧
રીસ કરી તિહાંથી ધસ્યો, ઝાલ્યા ચરણ અપાર,
કન્યા ઉપરિ ઝાપટયો, કર્યા પ્રહાર બે ચાર. ૪૨૨
છૂટ્યો પગ પંગા તણો, ટળી ખોબના જેહ,
મસ ત્રુટચો નારી તણો, વાધ્યો તો જે દેહ. ૪૨૩
દૈવાગત અનેરડી, કળી ન શકે કોય,
આરંભ્યાં અમથાં રહે, અણ આરંભ્યાં હોય. ૪૨૪
અંધે કામ અધિકૂં કર્યૂં, ચઢાવીને રીસ,
અવળાનૂં સવળૂં થયૂં, જેહ ગમ્યૂં જગદીશ. ૪૨૫

૪૧૯ પછી પા:-અવલાનું તો સવલું ગયું, ગમતું ગોવીંદજીનું થયું. ૪૧૯ શનૈ શનૈ કે. પા. હિ. શનૈ શનૈ. ફા. શની શની. ચૂલે૦ પા. રસોઇ જોયું. ૪૧૯-૧ પછી પા. ખદબદ ખદબદ ચુલે ચડે, અંધાને મન અચરત અડે. ૪૧૯-૧ પછી કે. માં આ પંક્તિ વધુ છે:-જો જો ઈશ્વર કેરા બધ, ગયો રસોડે આવો અંધ. ૪૨૧ જુઇ૦-કે. (ચોપઇ) જુવે તો તાંહે ઝાઝું ઝેર, અંધે મન વિચાર્‍યૂ વેર. ૪૨૨ ઝાલ્યા૦-ફા. ક્રોધ કરી અપાર. આની પછી કે. માં આ એક વધુ ચોપાઈ છે:-

તેણે કરી રીસ અંધો ધસો, મનમાં વેર અદકેરો વસો;
દુષ્ટભરી જોયું જાહરે, કલોલ કરતાં દીઠાં વાહરે.

૪૨૨ તિહાંથી કે અચો. ૪૨૪ અનેરડી કે. બોહો અવનવી. કળી૦-કે. કળપ કરે નહિ કોય. ૪૨૫ પછી પા. માં વધારો:-

કંલક ગયું તે કામની, પંગો પામ્યો ચરણ;
અંધો પામ્યો આંખડી, તોલ ઘણેરો ત્રણ.
કંદ્રપ સરખી કામની, રાજા સરખો રંક;
દેવોસા દેહે થયા, એહ લખાણો અંક.

## ચોપાઈ

ત્રણે જણની ખોડ જ ગઈ, સહુ કોને મન શાતા થઈ,
સ્ત્રીને કાજે તે આથડ્યા, માંહો માહે અધિકા વઢ્યા. ૪૨૬
કંકણ! તેહનો કહો વિચાર, એ બે જણમાં કોહોની નારી,
જૂઠ્ઠૂં કહે તો દેઉં શ્રાપ, સ્ત્રીવધનું રાણીને પાપ. ૪૨૭
કકણ કહે વિમાસણ કશી, એહ વાત માહરે મન વશી,
ફેરવ્યો આધળો મગળ ચાર, હું જાણું છું તેહની નારિ. ૪૨૮
રાણીઈ વાયક નવિ સાંખિયૂં, કંકણ ભાગીને નાખિયું,
જૂઠ્ઠૂં બોલે પાપી તું, તે વાતે લાજૂં છૂં હું. ૪૨૯
કકણ કહેઃ કહો રાણી! તમો, જે જાણ્યૂ તે કહૂં છે અમો,
જાણીને ન કહો આ દિશ, રાયે સમ દીધા તે શીશ. ૪૩૦

## દુહા

અધ હતો તે અશ્વ થયો, પંગો થયો અસવાર,
વાહન તેહને સ્યૂં અન્ધ, બેઠો તેહની નારિ. ૪૩૧
સતી! સત્ય બોલ્યાં તમો, નહિ તે મધ્યે ખોડ,
જિત્યો છે સહુ દેખતાં, ચોથો પડદો છોડ. ૪૩૨

---

૪૨૬–૩૦ ને બદલે પા –

અંધો કહે અસ્ત્રી માહરી, મેંહે મગલ વરતાં ચાર;
પાલ મેહેલ રે પોઢીયા, એ તો મારી નાર
અંધા તુજને સુ અડું, નહે પડે આ દીસ,
ન્યાયે ગોડે કરી, કસ ઢોલો મુજ શીસ
એ તે હત્યા માહરી, એ તે માહરો માલ;
હુ તે એહનો ધનધણી, મેહેલ પોઢીયા ક્ષાલ
અબોલા કહે અન્યા કહો, સાચા દેમો શ્રાપ,
ફૂટ ફૂટ રે કકણ પાપીયા, એ તો મુજને પાપ

૪૨૬ માહોમાહે૦–કે. વેરીની પેર બે વઢ્યા ૪૨૭ જૂઠ્ઠૂં૦–કે જુઠુ બોલે હું મુખથી આપ, બ્રહ્મહત્યાદીક સ્ત્રીને પાપ ૪૨૮ હું૦–કે એ નારી એ નરની નાર ૪૩૦ રાયે૦–કે. મલે પાપ લાગો તુજ સીસ ૪૩૧ બેઠો પા ફા. ઉપર બેઠા ૪૩૩ પછી પા. મા વધારો –

